# પહેલો જ્યોર્જ

અને

# વોલપોલ પ્રધાન.



લેખક અને પ્રકાશક
જીવણલાલ હરિપ્રસાદ દીવાન,
એમ. એ., એસ. ટી. સી.
પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ,
ત્રણ દરવાજા, અમદાવાદ.

કિંમત બે આના.

# પહેલો જ્યોર્જ

અને

# વોલ્પોલ પ્રધાન.



રાણી એન ૧૭૧૪ માં ગુજરી ગઇ અને તેના મરણ પહેલાં થોડા વખત ઉપર ટોરી આગેવાનોમાં અંદર અંદર તકરાર થઇ હતી તેને લીધે ટોરી પક્ષ છેક નિર્બળ થઇ ગયો હતો. ટોરી આગેવાનોમાં ઓકસફર્ડ અને બોલીંગબ્રોક વચ્ચે એનના મરણ પછી ગાદી કોને આપવી તે બાબતમાં સખ્ત મતભેદ હતો અને તેથી રાણીના જીવને ઘણો સંતાપ થતો હતો. રાણી ધર્મ સંબંધી બાબતમાં ટોરી સિદ્ધાંતમાં માનતી હતી પણ ૧૬૮૮ ની રાજક્રાંતિના સંબંધમાં અને ૧૭૦૧ ના વારસાની વ્યવસ્થાના કાયદાની બાબતમાં વ્હિગ પક્ષના મતની હતી તેથી મરણ પથારીએ તેણે વ્હિગ આગેવાનોને અને વેશધારી જેઇમ્સને ગાદીએ લાવવાની વિરૂદ્ધ હતા તેવા ટોરી આગેવાનોને પોતાની પાસે બોલાવી તેમને રાજ્યમાં સત્તા આપી હતી. આમ થવાથી રાણીના મરણની ખબર પડતાં જ વ્હિગ આગેવાનોએ વારસાના કાયદા પ્રમાણે સોફીઆના દિકરા હેનોવરના રાજા જ્યોર્જના નામનો ઢંઢેરો બહાર પાડી તેને ઇંગ્લાંડની ગાદી ઉપર આવવા આમંત્રણ મોકલ્યું. ૧૭૦૧ ના કાયદામાં કોઇપણ રોમન કેથલિક અગર રોમનકેથલિક સાથે લગ્ન કરનાર ઇંગ્લાંડની ગાદી ઉપર આવે નહિ એમ ઠરાવી રાણી એન વારસ વગર ગુજરી જાય તો પહેલા

જેઈમ્સની દિકરી ઈલિઝાબેથની દિકરી સોફીઆના વંશજોને ઇંગ્લાંડની ગાદી આપવાનો ઠરાવ કર્યો હતો. આ સોફીઆનાં હેનોવરના રાજા સાથે લગ્ન થયાં હતાં તેથી તે હેનોવરની રાણીના નામથી ઓળખાય છે. સોફીઆ ૧૭૧૪ ની સાલમાં રાણી એનના પહેલાં બે એક મહિના ઉપર ગુજરી ગઇ હતી એટલે સોફીઆના દિકરા હેનોવરના રાજા જ્યોર્જનો હક્ક સ્વિકારી તેને ઇંગ્લાંડના રાજા તરીકે જાહેર કર્યો. આ પ્રમાણે હેનોવરનો વંશ ઇંગ્લાંડની ગાદીએ આવ્યો. જર્મની સાથે ઇંગ્લાંડને સારો સંબંધ હતો ત્યાંસુધી આ વંશને હેનોવરનો વંશ કહેતા હતા પણ ૧૯૧૪ માં જર્મની સાથે વિગ્રહ થયો ત્યારથી આ વંશનું નામ બદલીને ઇતિહાસમાં વિન્ડસરનો વંશ રાખ્યું છે. જ્યોર્જને ગાદી મળી તે તેના વારસાના હક્કથી નહિ પણ પાર્લામેન્ટના પસાર કરેલા કાયદાથી મળી હતી એ દેખીતું છે અને પાર્લામેન્ટનો આ પ્રમાણે પોતાને પસંદ પડતા માણસને ગાદી સોંપવાનો હક્ક ૧૬૮૮ ની રાજ્યક્રાંતિથી સિદ્ધ થએલો તે જ્યોર્જને ગાદી ઉપર બેસાડીને સાબિત કરી આપવામાં આવ્યો છે.

**જ્યોર્જ ૧ લો. ૧૭૧૪–૧૭૨૭:** જ્યોર્જને રાજા તરીકે જાહેર કર્યો તે વખતે ઇંગ્લાંડની પ્રજાએ ઢંઢેરાને વધાવી લીધો અને પ્રોટેસ્ટન્ટ ધર્મ બરોબર સચવાશે અને દેશની સલાહ–શાંતિમાં કાંઈ પણ વાંધો આવશે નહિ એમ માની પ્રજા ખુશ થઇ અને રાજા હેનોવરથી આવ્યો તે વખતે તેને સારો આવકાર આપ્યો. પણ થોડા વખતમાં લોકલાગણી જ્યોર્જની વિરૂદ્ધ ગઇ અને રાજાને માટે ઇંગ્રેજ પ્રજાના મનમાં કાંઈપણ માનની લાગણી રહી નહિ. જ્યોર્જની સામે પ્રજાનો વિરોધ થવાનાં કેટલાંક કારણ હતાં તેમાં મુખ્ય કારણ તો એ હતું કે ઈંગ્લાંડની પ્રજા પરદેશીઓ સામે હમેશાં વિરોધ રાખે છે અને આ જ્યોર્જ જર્મનીથી ઇંગ્લાંડની ગાદી ઉપર આવ્યો હતો તેથી તેની સામે અંગ્રેજ પ્રજાનો તેના સ્વભાવ પ્રમાણે વિરોધ હતો. વળી જ્યોર્જ ગાદીએ આવ્યો તે વખતે તેની ઉંમર ૫૪ વર્ષની હતી

અને એ ઉંમરે નવા વિચાર ગ્રહણ કરવાનું કે નવી ભાષા શીખી લેવાનું તેનાથી બની શકે તેમ નહોતું અને ઇંગ્લાંડની ભાષા તથા દેશના રીતરિવાજનું તેને કાંઇપણ જ્ઞાન નહિ હોવાથી પ્રજાનાં મન જીતી લેવાની તેનામાં શક્તિ નહોતી. તેના દેખાવમાં અને રીતભાતમાં પણ સામા માણસ ઉપર છાપ પાડી શકે એવું કાંઈજ નહોતું આ ઉપરાંત હેનોવરથી નીકળી ઇંગ્લાંડની ગાદી ઉપર તે આવ્યો એટલે તેના મિત્રોને અને સંબંધીઓને ઇંગ્લાંડમાં સારી સારી જગ્યાઓ આપવાની અને તેમને ઉંચી પદવીએ ચઢાવી દેવાની તેની ઇચ્છા હતી અને આ પરદેશીઓ પોતાને લૂંટવા સારૂ આવેલા છે એમ અંગ્રેજ પ્રજા માનતી હતી. આવી લાગણીને લીધે રાજાની સાથે આવેલા જર્મનોને લોકો રસ્તામાં પજવતા હતા અને કેટલીક વખત તો તેમના ઉપર હુમલા પણ થતા હતા. પરદેશી રાજા તરફ ઇંગ્લાંડની પ્રજાનો વિરોધ આ બધાં કારણોને લીધે વધતો જતો હતો. આ ઉપરાંત રાજાએ પોતાની સ્ત્રી સાથે બહુ ખરાબ વર્તણૂક રાખી હતી અને રાણીને જર્મનીમાં પુરી મૂકીને તે એકલો ઇંગ્લાંડ આવ્યો હતો અને પોતાની સાથે હેનોવરથી આણેલી વેશ્યાઓને ઇંગ્લાંડમાં ઉંચી પદવીએ ચઢાવી મૂકી હતી તેથી પણ અંગ્રેજ પ્રજા રાજા ઉપર ગુસ્સે હતી. આ વિરોધની લાગણીમાં ટોરી પક્ષના આગેવાનો સત્તા ગુમાવી બેઠા હતા તેથી ઉમેરો થયો હતો અને જેકોબાઇટ પક્ષવાળા એમ માનતા હતા કે પ્રજામાં ઉશ્કેરણી વધે તો ફ્રાન્સથી વેશધારી જેઇમ્સને પાછો બોલાવી ગાદીએ બેસાડવાનું સુગમ થઇ પડે એટલે એ પક્ષ તરફથી રાજા સામે ઉશ્કેરણીઓ થયા કરતી હતી. જ્યોર્જને ઇંગ્લાંડની પાર્લામેન્ટના બંધારણની કે ઇંગ્લાંડના કાયદા અને રીતરિવાજની કાંઇપણ માહિતી નહોતી એટલે તેણે તો પોતાને ગાદી ઉપર લાવનાર વ્હિગ પક્ષના આગેવાનોના હાથમાં બધી સત્તા સોંપી દીધી અને રાજ્યકારભાર ચલાવવાનું વ્હિગ પક્ષને હાથ આવ્યું. આ પક્ષ ૧૬૮૮ ની રાજક્રાંતિના સિદ્ધાંતમાં માનનારો હતો એટલે પોતાના

હાથમાં સત્તા આવતાં એ સિદ્ધાંતો વ્હિગ આગેવાનોએ સુદૃઢ કર્યા અને પ્રધાનમંડળની અને પાર્લામેન્ટની પ્રતિષ્ઠા વધારી મૂકી. ૧૭૧૪ થી ૧૭૬૦ સુધી રાજસત્તા વ્હિગ આગેવાનોના હાથમાં રહી તે વખતમાં પાર્લામેન્ટની પ્રતિષ્ઠા એટલે સુધી પહોંચી કે ત્યારપછી પાર્લામેન્ટને કે લોકમતને બાજુએ મૂકવાનો વિચારસરખો પણ ઈંગ્લાંડના રાજ્યકર્તાઓ કરી શક્યા નથી. વળી જ્યોર્જને અંગ્રેજી ભાષાનું બિલકુલ જ્ઞાન નહોતું એટલે પ્રધાનમંડળ ભેગું થાય તે વખતે રાજાને તેમાં બેસી રહેવાનો કંટાળો આવતો હતો. આ કારણથી થોડા વખત પછી પ્રધાનમંડળની સભામાં હાજરી આપવાનું જ્યોર્જે માંડી વાળ્યું અને રાજાને બદલે પ્રધાનમંડળનો આગેવાન એ મંડળની સભાઓમાં પ્રમુખસ્થાને બેસવા લાગ્યો એટલે તે વખતથી પ્રધાન-મંડળમાં એક માણસની મુખ્ય પ્રધાન તરીકે નિમણૂક થવા માંડી. પ્રધાનમંડળને આ પ્રમાણે પરદેશી રાજા ગાદીએ આવવાથી એક અણધાર્યો લાભ થયો અને પહેલા જ્યોર્જના વખતથી પ્રધાનમંડળની બેઠકોમાં રાજા હાજરી આપતા બંધ થયા. ઈંગ્લાંડના બંધારણમાં પ્રધાનમંડળ અને મુખ્ય પ્રધાન જે સ્થાન ભોગવે છે તે આ પ્રમાણે પરદેશી રાજાને આભારી છે.

**વ્હિગ અને ટોરી પક્ષનો ઝગડો :** રાણી એન ગુજરી ગઈ એટલે ટોરી પક્ષના હાથ છેક નીચા પડયા હતા પણ બોલીંગ-બ્રોકે ફ્રાન્સની મદદથી અને અંગ્રેજ પ્રજાની લાગણી ઉશ્કેરીને વેશધારી જેઇમ્સને ઈંગ્લાંડની ગાદી ઉપર લાવવાની આશા છોડી નહોતી. વ્હિગ પક્ષ સત્તામાં આવ્યો એટલે યુટ્રેક્ટની સલાહ કરાવનાર ટોરી આગેવાનો ઉપર વેર લેવાનો નવી પાર્લામેન્ટમાં વિચાર થયો. ૧૭૧૪ માં જ્યોર્જના ગાદીએ આવ્યા પછી થોડા વખતમાં નવી પાર્લામેન્ટ મળી તેમાં વ્હિગ પક્ષની મોટી બહુમતી હતી એટલે પાર્લામેન્ટે ઓક્ષફર્ડ, બોલીંગબ્રોક અને ઓર્મન્ડ સામે ઉમરાવોની સભા આગળ કામ ચલાવવાનું નક્કી કર્યું. ઓર્મન્ડને માર્લબરોની

જગ્યાએ ટોરી પ્રધાનમંડળે સેનાપતિ નીમ્યો હતો અને યુટ્રેક્ટની સલાહના કોલકરાર વગેરેની ગોઠવણુ તેની મારફત થઇ હતી અને બોલીંગબ્રોક અને ઓકસફર્ડ તો રાણીના ખાસ સલાહકાર હતા એટલે આ ત્રણ ટોરી આગેવાનો સામે કામ ચલાવવાનું પાર્લામેન્ટે રાખ્યું હતું. ઓર્મન્ડ અને બોલીંગબ્રોક પોતાનું પોકળ પકડાઇ જશે અને ઉમરાવોની સભા રાજદ્રોહના ગુન્હા માટે તેમને જરૂર સજા કરશે એમ સમજી નાસી ગયા અને ફ્રાન્સમાં વેશધારી જેઇમ્સને જઇ મળ્યા, ત્યાં બોલીંગબ્રોક જેઈમ્સના સલાહકારમંડળમાં દાખલ થયો. ઓકસફર્ડનો ઉમરાવ હાલેં ઇગ્લાંડમાં જ રહ્યો. તેને બે વર્ષ કેદમાં રહેવું પડયું પણ પાછળથી તેને છોડી મૂકવામાં આવ્યો.

**હુલ્લડનો કાયદો :** લોકલાગણી પરદેશી રાજા સામે ઉશ્કેરાતી ગઈ તેથી દેશમાં ઠેકાણે ઠેકાણે હુલ્લડ થવા માંડયાં અને ખાસ કરીને પાર્લામેન્ટની ચુંટણી વખતે કેટલીક જગ્યાએ સખ્ત હુલ્લડ થયાં. આ ઉપરથી પાર્લામેન્ટે મેરીના વખતમાં પસાર થયેલો હુલ્લડનો કાયદો ફરીથી પસાર કરી ઠરાવ્યું કે બાર અગર તેથી વધારે માણસો ટોળે મળ્યાં હોય અને તેમના ભેગા થવાથી શાંતિનો ભંગ થવાનો ડર લાગતો હોય તો ન્યાયાધીશ તેમને વિખરાઇ જવાનો હુકમ આપે અને તેના હુકમ પ્રમાણે એકઠા મળેલા લોકો વિખરાઇ જાય નહિ તો લશ્કરી બળ વાપરીને પણ તેમને વિખેરી શકે અને આવી રીતે વિખેરી નાંખતાં ગોળીબાર કરવો પડે અને કોઇના જાનને જોખમ થાય તો તે માટે લશ્કરી સિપાઇઓ જવાબદાર ગણાય નહિ. આ હુલ્લડનો કાયદો આજ સુધી કાયમ છે અને શાંતિનો ભંગ થવાની દહેશત લાગતાં ન્યાયાધીશ લોકોનાં ટોળાં આગળ જઇ પહેલાં કાયદો વાંચી સંભળાવી લોકોને વિખરાઇ જવાનો હુકમ કરે છે અને ન્યાયાધીશના કહેવા ઉપરથી લોકો વિખરાઇ જાય નહિ તો લશ્કરી સિપાઇઓને ગોળીબાર કરવાનો હુકમ મળે છે. ૧૭૮૦ ની સાલમાં લન્ડનમાં હુલ્લડ થયું હતું તે વખતે કોઈ પણ

ન્યાયાધીશની હુલ્લડખોરો આગળ જવાની હિંમત ચાલી નહોતી તેથી લગભગ એક અઠવાડિયા સુધી લન્ડન હુલ્લડખોરોના હાથમાં રહ્યું હતું અને લશ્કરની ટુકડી પાસે પડેલી હતી તેમ છતાં તેને હુકમ નહિ મળવાથી તે કાંઇ પણ કરી શકી નહોતી.

**ધર્મની બાબતમાં રાહત:** રાણી એનના વખતમાં ૧૭૧૧ ની સાલમાં ચોખ્ખા પ્રોટેસ્ટન્ટ લોકો ઉપર સખ્તાઇ કરવાનો કાયદો આમની સભાએ નાણાંની ગોઠવણ સાથે જોડીને પસાર કરાવી દીધો હતો. તે કાયદો પાર્લામેન્ટમાં વ્હિગ પક્ષની બહુમતી થતાં ૧૭૧૫ માં પાછો રદ થયો અને ચોખ્ખા પ્રોટેસ્ટન્ટ લોકોને ધર્મ પાળવામાં થતી અડચણ દૂર કરવામાં આવી. આ પ્રમાણે લોકોને રાહત મળી પણ ઈંગ્લાંડનાં દેવળમાં રાજાએ હાજરી આપવી જોઇએ એમ ૧૭૦૧ ના કાયદામાં ઠરાવેલું હતું એટલે રાજાને બિચારાને ભાષા સમજે નહિ તોપણ એક પૂતળાની માફક પ્રાર્થના વખતે દેવળમાં જઇને બેસવું પડતું હતું. પાર્લામેન્ટે રાહત આપી પણ લોકમત પોતાની વિરૂદ્ધ જશે એમ ધારી ચોખ્ખા પ્રોટેસ્ટન્ટ લોકોની સામેના કાયદા રદ નહિ કરતાં દર વર્ષે રાહત આપવાનું પ્રધાન મંડળે ઠરાવ્યું અને લોકમતને માન આપી વ્હિગ પક્ષના આગેવાનોએ આ પ્રમાણે પોતાના ધાર્યા પ્રમાણે કરવા સારૂ એક એક વર્ષની રાહત આપવાનો ઠરાવ રાખ્યો.

**માર્લબરોનો ડ્યુક:** રાણી એનના વખતમાં ટોરી પક્ષ મજબુત થયો તે વખતે ૧૭૧૧ ની સાલમાં માર્લબરોની સત્તા ખુંચાવી લઇ તેના ઉપર તહોમત મૂક્યું હતું અને તેથી ડ્યુકને ઈંગ્લાંડ છોડી જતા રહેવું પડયું હતું. ફ્લાન્ડર્સમાં રહ્યા રહ્યા તેણે વેશધારી જેઇમ્સ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. પણ જ્યોર્જ ગાદીએ આવ્યો અને વ્હિગ પક્ષનો કારભાર શરૂ થયો એટલે માર્લબરો પાછો ઈંગ્લાંડમાં આવ્યો. વેશધારી જેઇમ્સની સાથેના તેના પત્રવ્યવહારની વાતો ઈંગ્લાંડમાં આવી ગઇ હતી તેથી વ્હિગ પ્રધાન-મંડળે લશ્કરનું ઉપરીપણું માર્લબરોને આપ્યું નહિ અને

૧૭૧૬ ની સાલમાં માર્લબરોને પક્ષાઘાત થવાથી તે અશક્ત થઇ ગયો તથા રાજ્ય કારભારમાં તેનાથી ભાગ લઈ શકાયો નહિ. આવી સ્થિતિમાં પોતાની જીંદગી પૂરી કરી તે ૧૭૨૨ ની સાલમાં ગુજરી ગયો.

**પંદરની સાલ :** વેશધારી જેઇમ્સ ફ્રાન્સમાં રહ્યો રહ્યો ઇંગ્લાંડની ગાદી મેળવવાની આશા રાખતો હતો અને રાણી એનના મરણ પછી ટોરી પક્ષના માણસો તેને ફ્રાન્સ જઇ મળ્યા હતા અને ઇંગ્લાંડની પ્રજા તેને ગાદી સોંપવાને ઘણી ઇંતેજાર છે એમ ખરી ખોટી વાતો કરતા હતા. બોલીંગબ્રોક અને ઓર્મન્ડ જેવા આગેવાનો તેને મળવાથી તે થોડા વખતમાં ઇંગ્લાંડની ગાદીએ આવવાની આશા રાખતો હતો, અને ઇંગ્લાંડના અને સ્કોટલેન્ડના જેકોબાઇટ લોકોને હુલ્લડ કરવાની ઉશ્કેરણી થવા માંડી હતી. ચૌદમા લુઇ તરફથી નાણાંની અને લશ્કરની સારી મદદની તેને આશા હતી અને પંદરની સાલમાં બન્ને દેશમાં તેને ગાદી ઉપર લાવવા સારૂ જેકોબાઇટ લોકોએ તૈયારીઓ કરવા માંડી હતી. આ તૈયારીઓના સંબંધમાં અને લોક લાગણી વિષે તેની આગળ મોટી મોટી વાતો કરનારા ઘણા આવતા હતા અને તેને સારી પેઠે ઉશ્કેરણી કર્યા કરતા હતા. આથી ૧૭૧૫ ની સાલમાં પોતાના પક્ષના આગેવાનોને હુલ્લડ કરવા તેણે તૈયાર કર્યા. એ અરસામાં ફ્રાન્સનો રાજા ચૌદમો લુઇ ૧૭૧૫ ની સાલમાં પુખ્ત ઉંમરે ગુજરી ગયો એટલે વેશધારી જેઇમ્સની યુક્તિઓને મોટો ફટકો પડયો. આ ચૌદમો લુઇ ૧૬૪૩ ની સાલમાં ફ્રાન્સનો રાજા થયો હતો અને ૭૨ વર્ષ સુધી રાજ્ય કરી ૧૭૧૫ ની સાલમાં એ ગુજરી ગયો. એના વખતમાં ફ્રાન્સની સત્તા ઘણી વધી હતી પણ ફ્રાન્સની રાજ્યક્રાંતિનાં બીજ પણ આ ચૌદમા લુઇના વખતમાં જ રોપાયાં હતાં. ચૌદમો લુઇ ફ્રાન્સની ગાદી ઉપર હતો તે અરસામાં હિન્દુસ્થાનમાં ઔરંગઝેબ મુગલ શહેનશાહ હતો. આ બન્ને બાદશાહ પોતાના હાથમાં બધી સત્તા રાખી

લાંબા કાળ સુધી ગાદી ઉપર રહ્યા હતા અને બન્નેનાં મરણ પછી તેમના રાજ્યની ખરાબી થઈ. લુઈ લાંબા કાળ સુધી રાજ્ય કરી ગુજરી ગયો અને તેનો મોટો દિકરો ડોફીન લુઇ અને મોટા દિકરાનો દિકરો લુઈ તેની હયાતીમાં ગુજરી ગયા હતા એટલે ચૌદમા લુઇ પછી તેનો પ્રપૌત્ર પંદરમા લુઇના નામથી ફ્રાન્સની ગાદીએ આવ્યો. આ રાજા નાની ઉંમરનો હતો એટલે રાજ્યનું કામકાજ ચલાવવા સારૂ કારભારીમંડળ નીમાયું અને રાજાનું શરીર સારૂં રહેતું નહોતું એટલે ફ્રાન્સમાં ખટપટો પુષ્કળ ચાલવા માંડી. આવા સંજોગોમાં વેશધારી જેઇમ્સને ફ્રાન્સમાંથી કાંઈપણ મદદ મળવાની આશા રહી નહિ. શરૂઆતમાં જ નિરાશાનું આવું મોટું કારણ મળ્યું તેમ છતાં પોતાનું નસીબ અજમાવી જોવાની ઇચ્છાથી જેઇમ્સે ઇંગ્લાંડમાં અને સ્કોટલેન્ડમાં બંડ જગાડવા પોતાના પક્ષનાં માણસોને લખી જણાવ્યું. સ્કોટલેન્ડમાં **મારના ઉમરાવે** વેશધારી જેઇમ્સને ત્રીજા જેઈમ્સ તરીકે ગાદી ઉપર બેસાડવા હથીઆર લીધાં અને ઇંગ્લાંડની ઉત્તરમાં આમની સભાનો એક સભાસદ **મી. ફોર્સ્ટર** જેકોબાઇટ પક્ષના લોકોને ભેગા કરવા લાગ્યો. ફોર્સ્ટરની મદદમાં સ્કોટલેન્ડના થોડાક પહાડી લોકોને મારના ઉમરાવે મોકલી આપ્યા અને તેમની મદદથી ફોર્સ્ટરે અને ડરવેન્ટવોટરના ઉમરાવે બંડ કર્યું. સ્કોટલેન્ડના લોકો મારની સાથે મોટી સંખ્યામાં જોડાયા નહિ પણ માર પર્થ તરફ આગળ વધ્યો અને પહાડી પ્રદેશમાં કેટલેક ઠેકાણે બંડ થયાં. રાજ્યનું લશ્કર **આર્જાઇલના ઉમરાવની** સરદારી નીચે મારની સામે ગયું અને **શેરીફ્મ્યુઅર** આગળ લડાઈ થઇ તેમાં એકે પક્ષની જીત થઈ નહીં પણ મારનું લશ્કર આગળ વધતું અટકયું અને થોડા વખતમાં પહાડી લોકો વિખરાઇ જવા લાગ્યા. શેરીફ્મ્યુઅર આગળ લડાઇ થઇ તેને બીજે દિવસે ઇંગ્લાંડમાં રાજ્યના લશ્કરે મી. ફોર્સ્ટરનાં માણસોને **પ્રેસ્ટન**માં ઘેરી લઇ તાબે થવાની ફરજ પાડી. આ પ્રમાણે બંડખોર જેકોબાઇટને બન્ને દેશમાં વિખેરી નાંખવામાં આવ્યાં.

વેશધારી જેઇમ્સને યુટ્રેક્ટની સલાહની શરત પ્રમાણે ફ્રાન્સમાંથી કહાડી મૂકવાનું નક્કી થયું હતું તેથી પોતાનું નસીબ અજમાવી જોવા તે સ્કોટલેન્ડની ઉત્તરમાં પિટરહેડના બંદર આગળ ઉતર્યો. તેની સાથે ફ્રાન્સથી નાણાંની કે લશ્કરની કાંઇપણ મદદ આવી નહોતી તેથી લોકો નાસિપાસ થઈ ગયા અને તેમનો ઉત્સાહ છેક ભાંગી ગયો. તેમ છતાં જેઇમ્સ પર્થ સુધી પહોંચ્યો અને ત્રીજા જેઇમ્સ તરીકે પોતાના નામનો ઢંઢેરો બહાર પાડી રાજ્યાભિષેકની ગોઠવણો કરવા લાગ્યો. વળી તેણે જાહેર કર્યું કે તે પોતે રોમન કેથોલિક રહેવા માંગતો હતો એટલે સ્કોટલેન્ડના પ્રેસ્બીટેરીઅન અને ઇંગ્લાંડના પ્રોટેસ્ટન્ટ ટોરી લોકો પાસેથી જે કાંઈ થોડી ઘણી મદદ મળે એમ હતું તે પણ બંધ થયું અને આ રાજા ગાદી ઉપર આવશે તો બીજા જેઇમ્સના વખતમાં પ્રોટેસ્ટન્ટ લોકોને જેવાં દુઃખ પડતાં હતાં તેવાં પડ્યાં ઉભાં થશે એમ ધારી જ્યોર્જના પક્ષને મદદ કરવા પ્રજાનો મોટો ભાગ તૈયાર થયો નહિ. જેઇમ્સ પર્થમાં રાજ્યાભિષેકની તૈયારીઓમાં અને મોજમજાહમાં વખત ગાળતો હતો તે અરસામાં આર્જાઇલે બધી તૈયારીઓ કરી અને વધારાનું લશ્કર આવી મળતાં તે પર્થ તરફ આગળ વધ્યો. તેના આવવાની ખબર જાણી જેઇમ્સ પાછો ફર્યો અને મોન્ટ્રોઝ નાઠો. ત્યાંથી માર અને પોતાના બીજા થોડા માણસો સાથે વહાણમાં બેસી ફ્રાન્સ જવા ઉપડી ગયો, તેના તરફથી હથિયાર લેનાર બંડખોરોમાંથી કેટલાકને સજા કરવામાં આવી. ડર્વેન્ટવોટર અને બીજા એક બે ઉમરાવોને અને થોડાક આગેવાનોને ગરદન માર્યા અને હજારેક માણસોને દેશનિકાલની સજા કરી અમેરિકા મોકલી દીધા; પણ આ વખતે કેદખાનાંનો કારભાર કેવો ચાલતો હતો તે કેદમાં પૂરેલા બંડખોરોમાંથી સંખ્યાબંધ માણસો નાશી જઇ શકયા તે ઉપરથી જણાય છે. કેદખાનાં ઉપર દેખરેખ રાખનારાઓની સહાનુભૂતિથી અથવા તેમની નજર ચુકાવી સંખ્યાબંધ માણસો છટકી ગયા. નીથીસડેઈલ

નામના સ્કોટલેન્ડના એક ઉમરાવને કેદ કરેલો અને તેને દેહાંત દંડની શિક્ષા થઇ હતી પણ તેને ગરદન મારવાનો હતો તેને આગલે દિવસે તેની સ્ત્રી એક બુઢ્ઢી બાઇ સાથે તેને મળવા ગઇ અને સ્ત્રીનાં કપડાં પહેરી નીથીસડેઇલ નાશી ગયો અને ધણી–ધણીઆણી યુરોપમાં જઈ રહ્યાં.

પંદરની સાલના હુલ્લડથી પ્રજામત રાજાની તરફેણમાં અને ખાસ કરીને વ્હિગ આગેવાનોને ટેકો આપવામાં વધારે મજબુત થયો અને ટોરી પક્ષની લાગવગ છેક જ તૂટી ગઇ. આ હુલ્લડને પરિણામે સ્કોટલેન્ડના પહાડી પ્રદેશમાં શાંતિ જાળવી રાખવા સારૂ લશ્કર ઝડપથી જઈ શકે એવા નવા રસ્તા બનાવ્યા અને પહાડી મુલકમાં પાકો બંદોબસ્ત કર્યો. વળી આ તકનો લાભ લઇ વ્હિગ આગેવાનોએ પાર્લામેન્ટની મુદત લંબાવવાનો કાયદો પસાર કરાવી લીધો.

**સાત વર્ષની પાર્લામેન્ટ:** ૧૬૯૪ માં ત્રિવાર્ષિક પાર્લામેન્ટનો કાયદો પસાર કરી એક પાર્લામેન્ટ વધારેમાં વધારે ત્રણ વર્ષ સુધી બેસી શકે એમ ઠરાવ્યું હતું તેને બદલે હવે એક પાર્લામેન્ટ **સાત** વર્ષ સુધી કાયમ રહી શકે એમ ઠરાવી પાર્લામેન્ટે પોતાની જીંદગી લંબાવી દીધી. આવી રીતે એક પાર્લામેન્ટ પોતાની જીંદગી લંબાવવા સારૂ કાયદો પસાર કરી શકે કે કેમ તે બાબતમાં ઘણો મતભેદ છે અને સાત વર્ષ જેટલા લંબા ગાળા સુધી પાર્લામેન્ટ કાયમ રહે તેથી પ્રજામતનો કાબુ પાર્લામેન્ટ ઉપર બરોબર રહેતો નથી એમ પણ કેટલાક તરફથી દલીલ કરવામાં આવે છે. જ્યારે ત્રણ વર્ષ જેટલી ટુંકી મુદત સુધી પાર્લામેન્ટ રહે તો પરદેશી રાજ્યોનો પાર્લામેન્ટ ઉપર વિશ્વાસ રહેતો નથી એમ સામી દલીલ થાય છે. એકંદરે આ સાત વર્ષની પાર્લામેન્ટના કાયદાથી દેશને કાંઇ નુકસાન થયું નથી અને લાંચ રૂશ્વતનું જોર પુષ્કળ ચાલતું હતું તેવા વખતમાં આટલા લાંબા ગાળા સુધી પાર્લામેન્ટ કાયમ રહેતી હતી તેથી વધારે વખત લાંચો આપવાની જરૂર રહેતી નહિ એટલો

લાભ થતો હતો. ૧૮૩૨ ના સુધારાના કાયદા પછી પાર્લામેન્ટની મુદત ટુંકી કરવાની માંગણી જોસભેર થવા માંડી પણ તે તરફ બહુ લક્ષ આપવામાં આવતું નહોતું. છેવટે ૧૯૧૦ માં સાત વર્ષને બદલે પાંચ વર્ષની પાર્લામેન્ટનો કાયદો પસાર કરી પાર્લામેન્ટની જીંદગી ટુંકી કરવામાં આવી છે.

**નવા ઉમરાવો બનાવવાની સત્તા:** ૧૭૧૩ માં ટોરી પ્રધાનમંડળે રાજાને સમજાવી નવા ૧૨ ઉમરાવો બનાવી ઉમરાવોની સભામાં વ્હિગ પક્ષની બહુમતી તોડી નાંખી હતી તેથી વ્હિગ પક્ષ જોરમાં આવ્યો તે વખતે રાજાની નવા ઉમરાવો બનાવવાની સત્તા ઉપર અંકુશ મૂકવાનો કાયદો પસાર કરાવવાની તેમની ઇચ્છા હતી. ૧૭૧૯ માં વ્હિગ પ્રધાનમંડળે આવા એક કાયદાનો ખરડો પાર્લામેન્ટ આગળ રજુ કર્યો. અને તેમાં સ્કોટલેન્ડના ૨૫ ઉમરાવોને પાર્લામેન્ટમાં વંશપરંપરા બેસવાનો હક્ક આપવાનું રાખ્યું હતું અને ઉમરાવોની સંખ્યા નક્કી કરી કોઇપણ રાજાના વખતમાં રાજકુટુંબ બહારના ૭ કરતાં વધારે ઉમરાવો બનાવી શકાય નહિ એમ ઠરાવવાનો વિચાર રાખ્યો હતો. આવો કાયદો પસાર થાય તો ઉમરાવોની સભાની સત્તા ઘણી વધી જાય અને ઈંગ્લાંડના રાજ્યબંધારણમાં ઉમરાવોની સભા પોતાનું ધાર્યું કરી શકે એમ થવા સંભવ હતો. ઉમરાવોની સભાએ આ ખરડો પસાર કર્યો પણ આમની સભામાં વ્હિગ પક્ષના આગેવાનો પણ તેની વિરૂદ્ધ પડયા અને બીજી વખતના વાચનમાં ખરડો આમની સભાએ બહુમતીથી ઉડાવી મૂકયો. આમની સભામાં ખરડો આવતા પહેલાં જોસફ એડીસનને પ્રધાનમંડળે ખરડાની તરફેણમાં લખાણો કરવા રોકયો હતો અને સ્ટીલ તેની વિરૂદ્ધ લખાણો કરી પ્રજામત કેળવતો હતો. આમની સભામાં વોલ્પોલની દલીલ સચોટ માલુમ પડી અને બહુમતીથી કાયદો નામંજુર થયો. વોલ્પોલની મુખ્ય દલીલ એ હતી કે જો આમની સભા આ કાયદો પસાર કરે તો તે પોતાના પગ

ઉપર કુહાડો માર્યા જેવું કરશે અને મધ્યમ વર્ગના બુદ્ધિશાળી માણુસોને ઉમરાવપદ મેળવવાનું બની શકશે નહિ. એટલે આમની સભાના સભાસદો આ કાયદો પસાર કરી તેમનાં પોતાનાં છોકરાને ઉમરાવપદ ઉપર ચઢતા અટકાવી દેશે. આ દલીલને લીધે ઘણાએ ખરડા વિરૂદ્ધ મત આપ્યા અને ખરડો નામંજુર થયો. આથી વ્હિગ આગેવાનો વોલ્પોલ ઉપર ગુસ્સે થયા હતા અને આ ખરડાની તકરારમાં એડીસન અને સ્ટીલ વચ્ચે દુશ્મનાવટ થઇ હતી.

**ત્રિપુટી અને ચોકડી સંઘ:** સત્તરમા સૈકા સુધી ઇંગ્લાંડના રાજ્યકર્તાઓની નજર ફક્ત પોતાના બેટ ઉપર અને અંગ્રેજ લોકોના વેપાર ઉપર જ રહેતી હતી. વેપારને અર્થે ઈંગ્લાંડના ખલાસીઓ સોળમા સૈકામાંથી મહાસાગર ખેડતા થયા હતા. તેમ છતાં તેમનો મુખ્ય મુદ્દો ઇંગ્લાંડનો વેપાર વધારવાનો અને અંગ્રેજ વેપારીઓનો દેશપરદેશ સાથેનો વેપાર ખીલવવાનો હતો. બીજા ખંડમાં વસાહતો સ્થાપવાનો કે બીજા મુલકો કબજે કરવાનો અંગ્રેજ રાજ્યદ્વારી માણુસોનો વિચાર ૧૬૮૮ ની રાજ્યક્રાંતિ પછી થયેલો જણાય છે. આઠમા હેન્રીના વખતમાં ઇંગ્લાંડ યુરોપની રાજ્ય ખટપટોમાં માથું મારતું થયું હતું અને યુરોપનાં રાજ્યોની સત્તાનું સમતોલપણું જાળવી રાખવાની રાજ્યનીતિ વુલ્સીએ પહેલી ગ્રહણ કરી હતી અને સ્પેઇન તથા ફ્રાન્સનાં રાજ્યમાં જે નબળું જણાય તેને ઈંગ્લાંડ મદદ કરતું હતું. ઓલીવર ક્રોમ્વેલના વખતમાં અંગ્રેજ લશ્કરનાં પરાક્રમથી આખું યુરોપ ચોંકી ગયું હતું અને ક્રોમવેલના કહેવા પ્રમાણે સલાહ કરવા બધાં રાજ્યો તૈયાર થતાં હતાં. પણ ક્રોમ્વેલના મરણ પછીના બે રાજાઓ ચાર્લ્સ અને જેઇમ્સ મોટે ભાગે ફ્રાન્સના રાજા ચૌદમા લુઇના પગારદાર જેવા થઇ ગયા હતા તેથી એ બે રાજાઓના વખતમાં ઇંગ્લાંડ યુરોપમાં આબરૂ ખોઇ બેઠું હતું. વિલિયમના ગાદીએ આવ્યા પછી યુરોપનાં રાજ્યોમાં અંગ્રેજ પ્રજા પહેલી પંક્તિએ પહોંચી અને માર્લબરોએ મોટા ફ્રેન્ચ સરદારોને હરાવી પ્રજાની

કીર્તિ ઘણી વધારી દીધી હતી. યુટ્રેક્ટની સલાહમાં અંગ્રેજ પ્રજાને પોતાની જીતના પ્રમાણમાં મુલક મળ્યા નહોતા એમ વ્હિગ આગેવાનો માનતા હતા તેમજ સ્પેઈનના રાજ્યે વારસાના વિગ્રહમાં મુલક ગુમાવ્યો હતો તે એ પ્રજાને ખટક્યા કરતું હતું. જ્યોર્જ ગાદીએ આવ્યો તે અરસામાં રૂશિયા અને સ્વીડનનાં રાજ્યો બળવાન થયાં હતાં અને મહાન પીટરના વખતમાં રૂશિયાની સત્તા વધતી જતી હતી. વળી સ્વીડનનો ડેનમાર્કના રાજ્યને ડર લાગતો હતો તેથી ડેનમાર્કના રાજાએ ઈંગ્લાંડની મદદ મેળવવા સારૂ બ્રિમેન અને વર્ડુનનો મુલક હેનોવરના રાજ્યને સોંપી દઇ સ્વીડનની સામે લડાઇ થાય તો જ્યોર્જે ડેનમાર્કને મદદ કરવી એવી શરત કરાવી લીધી હતી. સ્વીડનનો રાજા આથી જ્યોર્જ ઉપર ગુસ્સે થયો હતો અને વેશધારી જેઇમ્સને મદદ કરવાની તેણે તૈયારીઓ કરવા માંડી હતી, પણ વેશધારી જેઇમ્સને તેની મદદ આપી ઈંગ્લાંડના રાજ્યને નુકશાન પહોંચાડે તે પહેલાં સ્વીડનનો રાજા ૧૭૧૮ માં ગુજરી ગયો. આ અરસામાં સ્પેઇનમાં **આલ્બરોની** નામનો મહા ખટપટી અને અક્કલબાજ માણસ પ્રધાનપદ ઉપર હતો. આલ્બરોની ઇટાલીમાં એક ગરીબ કુટુંબમાં જન્મેલો હતો પણ ખુશામત અને પોતાની અક્કલથી આગળ વધતાં વધતાં સ્પેઇનના પ્રધાનપદ સુધી તે પહોંચ્યો હતો. આલ્બરોની સ્પેઇનને તેની અસલ જાહોજલાલીએ પહોંચાડવા માંગતો હતો અને સ્પેઇનની પ્રજાને અજીત નૌકાસૈન્યના વખત પહેલાંની કીર્તિનું ભાન કરાવી ફરી પાછી એક મહાન પ્રજા તરીકે આગળ આવવા તેણે ઉશ્કેરવા માંડી હતી અને વારસાના વિગ્રહમાં ગુમાવેલો મુલક પાછો મેળવવા આખી પ્રજા એક પગે થઇ રહી હતી. ઈંગ્લાંડને સારે નસીબે ફ્રાન્સના કારભારીઓને આલ્બરોનીની આ ખટપટ પસંદ નહોતી અને ફ્રાન્સનો રાજા પંદરમો લુઇ માંદા જેવો રહેતો હતો તેથી એ ગુજરી જાય તો સ્પેઇનનો રાજા ફીલીપ ફ્રાન્સની ગાદીએ આવવાનો દાવો

કરે એવો સંભવ હતો. ફીલીપને સ્પેઇનની ગાદી મળી તે વખતે તેણે ફ્રાન્સની ગાદી ઉપરનો પોતાનો હક્ક મૂકી દીધો હતો અને યુટ્રેકટની સલાહમાં ફ્રાન્સ અને સ્પેઇનની ગાદી એક રાજ્યકર્તાના હાથમાં રહે નહિ એમ શરત કરવામાં આવી હતી એટલે ફ્રાન્સના કારભારીઓ ફીલીપનો હક્ક કહાડી નાંખવા માંગતા હતા તેથી યુટ્રેકટની સલાહનો અમલ કરાવવાની તેમની ઇચ્છા હતી અને ઇંગ્લાંડની સાથે સલાહ જાળવી રાખવા તેઓ ઇંતેજાર હતા. આ સંજોગોને લીધે સ્પેઇનના કાવાદાવામાં ફ્રાન્સ ભળ્યું નહિ અને ઇંગ્લાંડને સ્પેઇનની સત્તાની સામે થવામાં ફ્રાન્સની મદદ મળી. એટલે ઇંગ્લાંડ **ફ્રાન્સ અને હોલેન્ડ** એ ત્રણ રાજ્યોએ સ્પેઇનની સત્તાની સામે થવા સારૂ ત્રિપુટી સંઘ કર્યો. વળી સ્પેઇનના વારસાના વિગ્રહમાંથી ઓસ્ટ્રીઆને જે મુલક મળ્યો હતો તે પાછો લઇ લેવાની આલ્બરોનીની ઇચ્છા હતી તેથી **ઓસ્ટ્રીઆ** પણ આ સંઘમાં જોડાયું અને ત્રિપુટી સંઘને બદલે ચોકડી સંઘ ઉભો થયો. આ પ્રમાણે સ્પેઇનની સામે ચાર રાજ્યો ભેગાં મળ્યાં એટલે આલ્બરોનીએ સીસીલીનો ટાપુ જીતી લેવા સારૂ એક કાફલો મોકલ્યો અને વેશધારી જેઇમ્સને ઇંગ્લાંડની સામે મદદ કરવા થોડાંક સ્પેઇનનાં વહાણ સ્કોટલેન્ડ તરફ મોકલ્યાં. સીસીલી તરફ ગયેલા કાફલાને બિન્ગ નામના સરદારે પસ્સારોની ભૂશિર આગળ હરાવ્યો અને સ્કોટલેન્ડ તરફ મોકલેલાં વહાણને સ્વીડનની મદદની આશા હતી તે સ્વીડનનો રાજા ગુજરી જવાથી મળી નહિ અને આ નાનકડા નૌકાસૈન્યનાં વહાણ દરિયામાં તોફાનથી ભાંગી ગયાં એટલે સ્કોટલેન્ડ ઉપરની ચઢાઈમાં સ્પેઇનનું થાયું નહિ. સ્પેઈનનું થોડુંક લશ્કર સ્કોટલેન્ડમાં ઉતર્યું અને સ્કોટલેન્ડના પહાડી લોકોમાંથી હજારેક માણસ હથિયાર લઈ તૈયાર થયા પણ રાજ્યના લશ્કરે તેમને સહેલાઇથી હરાવી તાબે થવાની ફરજ પાડી એટલે સ્કોટલેન્ડમાં સ્પેઇનનું કાંઇ ચાલ્યું નહિ. આવી રીતે બધે હારી જવાથી સ્પેઇનના રાજા ફીલીપે સલાહ

કરવાની માંગણી કરી અને ચોકડી સંઘનાં રાજ્યોએ યુટ્રેક્ટની સલાહમાં થયેલી ગોઠવણ કબુલ રખાવી. આ પ્રમાણે ૧૭૨૦ માં વિગ્રહનો અંત આવ્યો. આલ્બરોનીને સ્પેઇનમાંથી કહાડી મૂકી ફરી તેને સ્પેઇનના રાજ્યમાં પેસવા દેવો નહિ એવી પણ ફીલીપને શરત કરવી પડી અને ત્યારપછી થોડા વખતમાં સલાહ કાયમ થઇ.

**દક્ષિણ મહાસાગરનું વેપારી મંડળ:** ૧૬૮૮ ની રાજ્યક્રાંતિ પછી ઈંગ્લાંડનો વેપાર બહુ વધતો જતો હતો અને વેપારના વધારા સાથે લોકોમાં સટ્ટાનું જોર વધવા લાગ્યું હતું. રાણી એનના વખતમાં હાર્લે મુખ્ય પ્રધાન હતો તે અરસામાં દક્ષિણ અમેરિકા સાથે વેપાર કરનારૂં એક મંડળ ૧૭૧૧ માં ઉભું થયું હતું અને કેટલાક વેપારીઓએ ભંડોળ ભેગું કરી યુટ્રેક્ટની સલાહ પછી સારો વેપાર ચલાવવા માંડયો હતો. ૧૭૨૦ ની સાલમાં આ વેપારી મંડળે પ્રધાન મંડળ આગળ પોતાની દરખાસ્ત રજુ કરી જણાવ્યું કે દક્ષિણ અમેરિકા સાથે સ્વતંત્ર વેપાર કરવાનો હક્ક આ મંડળને રાજ્ય તરફથી મળે તો તેના બદલામાં પ્રજાકીય દેવાનો મોટો બોજો રોકડાં નાણાં આપી આ મંડળ ઉઠાવી લેવા તૈયાર થાય અને પ્રજાકીય દેવાના લેણદારોને આ મંડળના ભાગીદાર બનાવી તેમનું લેણું પતાવી દઇ થોડાં વર્ષમાં આખું દેવું પતાવી દેવાની ગોઠવણ કરે. ૧૬૮૮ ની રાજ્યક્રાંતિ થયા પછી ઈંગ્લાંડનો વેપાર વધતો જતો હતો અને તેની સાથે ઇંગ્લાંડની બેન્કની સ્થાપના થયા પછી ધીરધારની સારી સવડ થઇ હતી તેથી સટ્ટાનો પવન પણ દેશમાં વધતો જતો હતો. દક્ષિણ મહાસાગરના મંડળની દરખાસ્ત પ્રધાન મંડળ આગળ આવી તેની સામે હિંદુસ્તાન સાથે વેપાર કરનારી ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ અને ઈંગ્લાંડની બેન્કે પણ પોતાની યોજનાઓ રજુ કરી પ્રજાકીય દેવું પતાવી આપવાની માંગણી કરી. આ પ્રમાણે આ ત્રણ વેપારી મંડળો વચ્ચે માંહોમાંહે

રસાકસી થઇ અને પરિણામે દક્ષિણ મહાસાગર મંડળે પંચોતેર લાખ પાઉંડ ઉપરનું દેવું પોતાના ભંડોળમાં લઈ લીધું અને વ્યાજનો દર ઓછો કરવાથી પ્રજાને લાભ થવાની આશા આપી. પોતાની દરખાસ્ત મંજુર કરાવવા સારૂ પ્રધાનમંડળને આ વેપારી મંડળે લાંચો પણ આપી હતી અને તેમની દરખાસ્ત પ્રધાનમંડળે કબુલ રાખી દક્ષિણ અમેરિકા સાથે વેપાર કરવાનો સ્વતંત્ર હક્ક આ મંડળને આપવાનું ઠરાવ્યું. પાર્લામેન્ટમાં આ દરખાસ્તની સામે પ્રધાનમંડળના વિરોધીઓએ ઘણી દલીલો કરી અને આ મોટા જુગાર સામે વોલ્પોલે સખ્ત ટીકાઓ કરી તેમ છતાં પોતાની બહુમતીથી પ્રધાનમંડળ ફાવી શક્યું. પાર્લામેન્ટે દક્ષિણ મહાસાગરના મંડળને હક્ક આપવાની દરખાસ્ત પસાર કરી એટલે એ મંડળના વેપારીઓએ નાણાં રોકનારાઓને લલચાવવા સારૂ બણગાં ફુંકવા માંડયાં અને જણાવ્યું કે આ વેપારથી કંપનીને એટલો બધો લાભ મળશે કે સો પાઉંડના શેર ઉપર દોઢસો પાઉંડ તો સ્હેજે દરવર્ષે વ્યાજના અપાશે. આવાં વચનોથી અને દક્ષિણ અમેરિકાની ખાણોમાંથી પુષ્કળ સોનું આ કંપનીને મળશે એવી વાતો ચારે તરફ ચાલતી હતી તેથી લોભાઈ આ સટ્ટાના પવનના સપાટામાં કંપનીના શેર ખરીદવા લોકો ઉલટયા અને સો પૌંડના શેરનો ભાવ હજાર બારસેં પૌંડ સુધી પહોંચ્યો. શેર ખરીદનારા એટલા બધા ઉલટી પડયા હતા કે લન્ડનમાં કંપનીની ઓફીસવાળા મહેલ્લામાં લોકોની ઠઠ જામેલી રહેતી હતી. વગર મહેનતે પૈસાદાર થવા ગમે તે પ્રકારે એક શેર ખરીદી લઇ સારી વાર્ષિક આવક મેળવવાના લોભમાં બધી પંક્તિનાં માણસો શેર ખરીદવા નીકળ્યા. કેટલાકે પોતાનું રાચરચીલું પણ વેચી નાંખી આ મંડળનો શેર ખરીદ કર્યો અને નોકરચાકર જેવાઓએ પણ બેચાર માણસોએ ભેગા મળી પોતાનું ભંડોળ એકઠું કરી શેર લીધો. આવી પડાપડીમાં સમજુ ભાગીદારોએ પોતાના શેર વેચી નાંખી સારો નફો મેળવી લીધો અને વોલ્પોલે પણ આ વેપારમાં ઠીક લાભ મેળવ્યો હતો. પૈસાની આવી રેલમછેલ થતી

જોઈ બીજાં કેટલાંક મંડળો આ અરસામાં ઉભાં થયાં તેમાં થોડાંક સારાં હતાં પણ મોટે ભાગે તો લોકોની લોભવૃત્તિનો લાભ લઈ પૈસા કમાઇ ખાવા કેટલાક લુચ્ચા માણસોએ મંડળીઓ કહાડી હતી. લંડનનું નાણાવટી બજાર અને ઇંગ્લાંડની પહેલી વીમા કંપની આ વખતમાં ઉભી થઈ હતી અને આ બન્ને મંડળો પોતાની શાખ હજી સુધી ટકાવી શકયાં છે પણ બીજી ઘણી ફુટકળીઆ મંડળીઓ આ વખતે ઉભી થઇ. તેમાં નમુના તરીકે કેટલાંક મંડળ જોવા જેવાં હતાં. એક મંડળ સીસામાંથી રૂપું કહાડી મોટો નફો કહાડવા સારૂં ઉભું થયું, એક મંડળી ખારા પાણીમાંથી પીવા લાયક મીઠું પાણી બનાવી તેમાંથી મોટી કમાણી કરી લેવા સ્થપાઈ. બીજી એક મંડળી સ્પેઇનમાં ગધેડાં બહુ સોંઘે ભાવે મળતાં હતાં ત્યાંથી ઇંગ્લાંડમાં લાવી સારી કિંમતે વેચી આ વેપારમાંથી મોટી કમાણી કરી લેવા ઉભી થઇ. એક મંડળી નોકરોને હાથે થતા નુકશાનનો વીમો ઉતારવા બહાર પડી અને એક કાયમ ફર્યાં કરતું ચક્કર શોધી કહાડનાર મંડળી નીકળી. આવાં મંડળો અટકાવવા સારૂં ઇંગ્લાંડમાં સખ્ત કાયદા હતા પણ તે કાયદાને બાજુએ રાખી આવી મંડળીઓ ઉભી થતી હતી. વળી એક લુચ્ચાએ તો એમ જાહેર ખબર કહાડી કે હું એક મંડળી કહાડવા માગું છું તેમાં બહુ સારો નફો મળવાનો છે અને તે શું કામ કરવાની છે તે હવે પછી ખબર આપીશ પણ આ મંડળમાં શેર લેવાની જેની ઇચ્છા હોય તેણે મારી ઓફીસમાં આવી અરજી આપી જવી અને અરજી સાથે બે પાઉંડની રકમ મુકી જવી. આવી જાહેર ખબર કહાડી લન્ડનમાં સારા લત્તામાં ઓફીસનું પાટીયું તેણે ચઢાવી દીધું. આ વખતમાં સટ્ટાનો પવન એટલો બધો વધી ગયો હતો કે લંડન શહેરમાં પાંચ કલાકમાં સારી સંખ્યામાં માણસો બબ્બે પૌંડ એની ઓફીસમાં અરજી સાથે ભરી ગયા અને સાંજના એ રકમ સાથે આ શાહુકાર પાટીયું ઉઠાવી લઇ ઉપડી ગયા તેમનો પત્તોજ મળ્યો નહિ. સટ્ટાના જુગારનું જોર આટલું બધું વધી ગયેલું જોઇ સદ્દર કંપનીના કારભારીઓને ફિકર પડવા

માંડી અને કેટલીક ફુટકળીઆ કંપનીઓ બંધ કરાવવા સારૂ તેમની સામે કાયદાનો અમલ થયો. આ પ્રમાણે ફુટકળીઆ કંપનીઓ જેને સદ્ધર કંપનીઓવાળા પરપોટા કંપનીઓ કહેતા હતા તે એક પછી એક પડવા માંડી. પણ આવી પરપોટા કંપનીઓ પડી એટલે એકદમ તાલેવન થઈ જવાની ઇચ્છાથી શેર ખરીદ કરવા નીકળેલા બધા આશામીઓને પોતાનાં નાણાં માટે ચિંતા થવા માંડી અને બધા શેર વેચી નાંખી રોકડ રકમ લેવા નીકળ્યા. આથી બધી કંપનીના શેરના ભાવ ગગડી ગયા. પરપોટા કંપનીઓ તો ટપોટપ બેસી ગઇ પણ તેની સાથે મોટી મોટી સદ્ધર કંપનીઓના શેરના ભાવ પણ બેસી ગયા અને છેવટે દક્ષિણ મહાસાગર મંડળનો મોટો પરપોટો પણ ફુટી ગયો. ફુટકળીઆ કંપનીઓ બેસતી ગઇ તેની સાથે આ મંડળના શેરના ભાવ પડતા ગયા હતા અને હજાર અને બારસેંથી બસેં ને છેવટ દોઢસો સુધી ગયા હતા. આ ભાવે પણ શેર ખરીદનાર કોઇ મળ્યું નહિ એટલે આ મંડળની સામે ચારે તરફથી પોકાર થવા માંડયા અને પ્રજાને પાયમાલીમાંથી કેવી રીતે ઉગારી લેવી તેનો વિચાર કરવાનું પાર્લામેન્ટને માથે આવી પડયું. મંડળની સાથે ગોઠવણ કરનાર પ્રધાનમંડળ ઉપર કામ ચલાવવાની લોકોએ માંગણી કરી અને કંપનીના ડીરેકટરોની ખાનગી મીલકત જપ્ત કરી તેમાંથી ભાગીદારોનાં નાણાં અપાવવાની માંગણી થવા માંડી. વોલપોલ આ સટ્ટાના જુગાર સામે શરૂઆતથી જ પોકાર કરતો હતો અને તેણે નાણાં શાસ્ત્રી તરીકે આબરૂ મેળવેલી હતી એટલે રાજ્યનો કારભાર તેના હાથમાં સોંપવાની પાર્લામેન્ટમાં તેમજ પ્રજામાં માંગણી થઇ અને ૧૭૨૧ માં વોલ્પોલ પ્રધાનપદ ઉપર આવ્યો. તેણે દક્ષિણ મહાસાગર મંડળની ખોટ ત્રણ ભાગે વ્હેંચી નાંખી. રાજ્ય તરફના આઠ લાખ પૌંડ જતા કર્યા; પ્રજાનું દુઃખ ઓછું કરવા સારૂ આઠ લાખ પૌંડ હિંદુસ્તાનના વેપારી મંડળ પાસેથી અને તેટલી જ રકમ ઇંગ્લાંડની બેન્ક પાસેથી

કઢાવી ભાગીદારોને વહેંચી આપી. આ ઉપરાંત ડીરેકટરોની ખાનગી મીલકતમાંથી પણ કેટલીક રકમ મેળવી લઇ તેણે ભાગીદારોનું નુકસાન બને તેટલું ઓછું કરી આપ્યું. પણ સો પૌંડના શેરની હજાર પૌંડ કિંમત આપનારને તો દેવાળું કાઢવા જેવો જ વખત આવ્યો અને પોતાનું સર્વસ્વ વેચી સાટીને તાલેવન થવાની ઇચ્છાથી જે લોકોએ શેર ખરીદ્યા હતા તેમાંના કેટલાક તો બિચારા આ કંપની ભાંગી પડી તેથી ગાંડા થઇ ગયા અને દેશમાં કેટલીક વેપારી પેઢીઓ પણ ભાંગી ગઇ અને આબરૂદાર માણસોમાં કાંઇક આપઘાતના પણ દાખલા બન્યા. ટપાલ ખાતાનો પ્રધાન આ સટ્ટામાં બહુ રસ લેતો હતો તેણે કંપની ભાંગ્યાની વાત સાંભળી તરત જ આપઘાત કર્યો અને દેશના બધા ભાગમાં ગાંડછાના અને આપઘાતના દાખલાઓ આ કંપનીઓના સટ્ટાને લીધે બનેલા જણાય છે. આવો સટ્ટાનો પવન ફ્રાન્સમાં અરાઢમા સૈકાની શરૂઆતમાં ફેલાયો હતો તેમાં પણ હજારો માણસો પાયમાલ થયા હતા. આવી રીતનો પવન હિંદુસ્તાનમાં પણ અવારનવાર ફુંકાય છે અને થોડાક માણસો વગર મહેનતે તાલેવન થઇ જાય છે તે જોઈ સટ્ટાના જુગારમાં આંધળીઆં કરી પડનારા ઘણા પાયમાલ થઈ જાય છે.

**રોબર્ટ વોલ્પોલ:** દક્ષિણ મહાસાગરનું મંડળ ભાંગી પડવાથી નાણાંશાસ્ત્રી તરીકે પ્રખ્યાતીમાં આવી પ્રધાનપદ ઉપર આવનાર વ્હિગ આગેવાન રોબર્ટ વોલ્પોલ હતો. તે ઈંગ્લાંડના પહેલા મુખ્ય પ્રધાન તરીકે ઓળખાય છે. રોબર્ટ વોલ્પોલ ૧૬૭૬ ની સાલમાં નોર્ફોકમાં એક ખાનદાન જમીનદારને ઘેર જન્મ્યો હતો. તેના બાપની નાણાં સંબંધી સ્થિતિ સાધારણ હતી અને તે પોતાના બાપનો બીજો પુત્ર હતો એટલે તેને વ્યવહારમાં ઉપયોગી થાય એવી કેળવણી આપી હતી અને તેને ધર્મગુરૂ બનાવવાની તેના બાપની ઇચ્છા હતી. પણ તેના મોટાભાઇના મરણથી તેને પોતાના બાપનો વારસો મળવાનું નક્કી થયું એટલે જમીનદાર તરીકે કામ કરવાનું

તેને માથે આવ્યું અને તેના બાપનું મરણ થતાં પોતાની જાગીરમાંથી ૧૭૦૧ ની સાલમાં પાર્લામેન્ટમાં સભાસદ તરીકે તે દાખલ થયો.

રોબર્ટ વોલ્પોલનો બાપ બહુ દારૂ પીતો હતો અને પોતાની છાકટ અવસ્થા તેનાં છોકરાંઓની જાણમાં આવે નહિ તે સારૂ પોતાના છોકરાઓને પણ તે ખૂબ દારૂ પાઈ છાકટા બનાવી દેતો અને પછી પોતે સારી પેઠે પીતો હતો. આથી વોલ્પોલને નાનપણથી બહુ દારૂ પીવાની ટેવ પડેલી હતી.

પાર્લામેન્ટમાં થોડા વખતમાં જ પોતાની વાદવિવાદ કરવાની શક્તિથી અને નાણાંશાસ્ત્રી તરીકે તે જાણીતો થયો અને લાંબાં ભાષણ કરવાની તેનામાં બહુ આવડત નહોતી તોપણ હાજર જવાબીમાં અને વાદવિ-વાદમાં સરસ દલીલો રજુ કરવાની તેની હુંશીઆરીથી તે વ્હિગ પક્ષમાં આગેવાન ગણાવા લાગ્યો. ૧૭૦૮ ની સાલમાં માર્લબરોએ ટોરી પક્ષના આગેવાનોને કહાડી મુકી વ્હિગ પ્રધાન મંડળ બનાવ્યું તે વખતે વોલ્પોલને તેણે પ્રધાન મંડળમાં લીધો અને નાણાંશાસ્ત્રી તરીકે તે કામ કરવા લાગ્યો. વ્હિગ પક્ષના આગેવાનોએ સેશીવરેલ ઉપર કામ ચલાવવાની ગંભીર ભૂલ કરી પોતાની સત્તા ગુમાવી અને ટોરી આગેવાનો હાર્લે અને સેન્ટજોન રાણીના સલાહકાર થયા એટલે માર્લબરોની સરદારી ખુંચાવી લઈ તેના ઉપર કામ ચલાવ-વામાં આવ્યું. આ વખતે વોલ્પોલ માર્લબરોના મુખ્ય મળતીઆ તરીકે ગણાતો અને તેને છ મહિના સુધી લન્ડનના કેદખાનામાં રહેવું પડયું હતું. તેના ઉપર રાજ્યનાં નાણાં ઉચાપત કરવાનું તહોમત ટકી શકયું નહિ અને તેને છોડી મૂકવામાં આવ્યો. રાણી એનના મરણ પછી ૧૭૧૪ માં જ્યોર્જ પહેલો ગાદીએ આવ્યો. એટલે વ્હિગ પક્ષ પાછો સબળ થયો તે વખતે વોલ્પોલ વ્હિગ પ્રધાનમંડળમાં આવ્યો. પણ પ્રધાનમંડળ સાથે વોલ્પોલને ફાવ્યું નહિ, તેથી થોડા વખતમાં જ તે રાજીનામું આપી ચાલ્યો ગયો. ૧૭૧૯ ની સાલમાં

વ્હિગ પ્રધાનમંડળે નવા ઉમરાવો બનાવવાની રાજાની સત્તા ઉપર અંકુશ મૂકનારો કાયદો પસાર કરાવવા સારૂ એક ખરડો તૈયાર કરી ઉમરાવોની સભા આગળ રજુ કર્યો. તે વખતે ઉમરાવોની સભાની સત્તા નીરંકુશ બની જાય તે વોલ્પોલને રૂચતું નહોતું. તેથી ઉમરાવોની સભામાંથી પસાર થઇ ખરડો આમની સભામાં ગયો ત્યારે વોલ્પોલે પ્રધાનમંડળની સામે થઈ એ ખરડાનો વિરોધ કર્યો. અને તેની દલીલોથી આમની સભાના સભાસદો ઉપર અસર થઇ અને આમની સભાએ બહુમતીથી પ્રધાનમંડળનો ખરડો ઉડાવી દીધો તેથી વ્હિગ આગેવાનો વોલ્પોલ ઉપર ઘણા ગુસ્સે થયા હતા. ૧૭૨૦ માં દક્ષિણ મહાસાગરના મંડળનો મોટો પરપોટો ફુટયો અને આખો દેશ પાયમાલ થઇ જશે એમ બધાને લાગ્યું તે વખતે સમસ્ત પ્રજાની નજર વોલ્પોલ તરફ ગઈ. આ મંડળની દરખાસ્ત ઉપર પાર્લામેન્ટમાં વિચાર ચાલતો હતો તે વખતથી જ વોલ્પોલે સટ્ટાના જુગારની વિરૂદ્ધ કડક ભાષામાં પાર્લામેન્ટના સભાસદોને સમજાવવા પ્રયત્ન કર્યો હતો. એટલે એ મંડળ ફડચામાં ગયું તે વખતે વોલ્પોલની આગાહી ખરી પડેલી જોઇ લોકોની નજર સ્વાભાવિક રીતે તેના તરફ ગઇ. વળી વોલ્પોલ હુશીઆર નાણાંશાસ્ત્રી હતો તેથી પ્રજાને એ જ તારી શકશે એમ બધાને લાગવાથી વોલ્પોલને પ્રધાન નીમવાની એકે અવાજે માંગણી થઇ. ૧૭૨૦ માં વોલ્પોલ પ્રધાનમંડળમાં આવ્યો કે તરતજ તેણે પ્રજાને દક્ષિણ મહાસાગરના મંડળની ખોટમાંથી બચાવી લઈ ભાગીદારો ઉપર પડતો બોજો બને તેટલો ઓછો કર્યો. ભાગીદારોને અને કાંઇક રાહત આપી પણ સો પૌંડના શેરના હજાર અને બારસેં પૌંડ આપી જે ભાગીદાર બન્યા હતા તેમની નુકસાની કોઇપણ રીતે ઓછી થઇ શકે એમ નહોતું અને આખા દેશમાં આ મંડળ ભાગ્યાની અસર થઇ હતી. તેની વીટંબણાઓ વોલ્પોલ જેવા બાહોશ નાણાંશાસ્ત્રી પણ દૂર કરી શકે એમ નહોતું.

પ્રધાનમંડળમાં વોલ્પોલ થોડા વખતમાં જ પહેલી પંક્તિમાં આવ્યો અને તેના કહેવા પ્રમાણે બધો કારભાર ચાલવા માંડયો.

**પ્રધાનમંડળ :** વિલિઅમ ત્રીજાના વખતમાં આમની સભામાં બહુમતીવાળા પક્ષના આગેવાનોમાંથી પ્રધાનમંડળની પસંદગી રાજા કરતા થયા હતા. આ નિયમ રાણી એનના વખતમાં કાયમ રહ્યો હતો અને પ્રધાનમંડળની બેઠકમાં ગાદીપતિ જે હોય તે પ્રમુખ થઇને કારભાર ચલાવતા હતા. પરંતુ પહેલો જ્યોર્જ ગાદીએ આવ્યો તે વખતથી પ્રધાનમંડળની બેઠકમાં પ્રમુખસ્થાન લઇ હાજરી આપવી એ રાજાને માટે એક સજા જેવું થયું હતું કારણકે રાજાને અંગ્રેજી ભાષાનું જ્ઞાન નહોતું અને દુભાષીઆની મારફતે કામ લઇ પ્રધાનમંડળની બેઠકોમાં કામ કરવાનું જ્યોર્જને ફાવતું નહોતું. તેથી રાજાએ આવી બેઠકોમાં હાજરી આપવાનું માંડી વાળ્યું એટલે પ્રધાનમંડળમાંથી જ એક આગેવાન પ્રમુખસ્થાન લેવા લાગ્યા. વોલ્પોલ પ્રધાનમંડળમાં આવ્યા પછી કાયમના પ્રમુખ જેવો થઇ ગયો અને તેથી પ્રધાનમંડળની આગેવાની વોલ્પોલના હાથમાં આવી અને ૧૭૨૨ ની સાલથી તે મુખ્ય પ્રધાન કહેવાયો. વોલ્પોલ ઇંગ્લાંડના ઇતિહાસમાં મુખ્ય પ્રધાનનો ઓદ્ધો લેનાર પહેલો જ હતો અને ૧૭૨૨ ની સાલથી એવો નિયમ થઇ ગયો છે કે રાજા મુખ્ય પ્રધાનની પસંદગી કરી લે ત્યારપછી પોતાને પસંદ પડે એવા માણસોને મુખ્ય પ્રધાન પોતાની સાથે કારભારમા લેવા સારૂ પ્રધાનમંડળમાં સામેલ કરે. સાધારણ રીતે ૧૭૨૨ ની સાલ પછી પ્રધાનમંડળ આ પ્રમાણે નક્કી થયાં છે. રાજ્યનો કુલ કારભાર ૧૭૨૨ થી ૧૭૪૨ એટલે વીસ વર્ષ સુધી વોલ્પોલના હાથમાં રહ્યો હતો. આટલા લાંબા કાળ સુધી તે પોતાની સત્તા કેમ ટકાવી શકયો એ એક સવાલ થાય છે. વોલ્પોલના વિરોધીઓ જણાવે છે કે તેણે લાંચ રૂશ્વતનો સારી પેઠે ઉપયોગ કરી પોતાની સત્તા ટકાવી રાખી હતી. આવા વિરોધીઓ તેને સત્તાના લોભી તરીકે ઓળખાવી

પદ્ધતિસર લાંચ રૂશ્વતનું જોર પાર્લામેન્ટમાં દાખલ કરનાર તે હતો એમ જણાવે છે. વોલ્પોલ કેટલાકને નાણાં આપી તેમ કેટલાકને સારા પગારની નોકરીઓ આપી અથવા કોઇના સગાંવહાલાંને સારી નોકરી આપી પોતાના કરી લેતો હતો તેમજ કેટલાકને ખીતાબો આપીને અથવા પોતાના મિત્રમંડળમાં રાખીને સંતોષ આપતો હતો. આવી લાંચ રૂશ્વતની લ્હાણીમાં વોલ્પોલ બહુ કુશળ ગણાય છે અને આમ પાર્લામેન્ટના સભાસદોને અને વ્હિગ જમીનદારોને પોતાના કરી લઇ તેણે મુખ્ય પ્રધાનનો ઓદ્ધો જાળવી રાખ્યો કહેવાય છે. પરંતુ વોલ્પોલના કારભારની ખુબીઓ જોનારા જણાવે છે કે ફક્ત લાંચ રૂશ્વતથી અંગ્રેજ પ્રજાને કે ઈંગ્લાંડની પાર્લામેન્ટને વીસ વર્ષના લાંબા ગાળા સુધી આંજી નંખાય એ માનવું મુશ્કેલ છે. ખરી વાત તો એ છે કે પાર્લામેન્ટની સત્તા ૧૬૮૮ ની રાજ્યક્રાંતિથી પુષ્કળ વધી હતી અને બધો રાજ્ય કારભાર પાર્લામેન્ટના હાથમાં આવ્યો હતો. ૧૭૧૩ ની સાલમાં યુટ્રેક્ટની સલાહ નવા ઉમરાવો બનાવીને પસાર કરાવી ત્યારથી પાર્લામેન્ટમાં આમની સભાની કુલસત્તા પુરવાર થઇ હતી અને ઉમરાવોની બહુમતી ગમે તે વખતે તોડી શકાય એમ સાબિત થયું હતું. પણ જે સભાના હાથમાં આ સત્તા આવી હતી તે સભામાં અરાઢમા સૈકામાં ઘણી ખામીઓ હતી. પાર્લામેન્ટમાં સભાસદ મોકલવાનો અધિકાર કયા ગામને કે શહેરને હોય તેને માટે કાંઇ નક્કી ધોરણ નહોતું. એટલે ઇલિઝાબેથના વખતમાં જે શહેરને કે ગામને પ્રતિનિધિ મોકલવાનો અધિકાર હતો તે અરાઢમા સૈકામાં પણ કાયમ રહ્યો હતો અને પછીથી આબાદ થયેલાં ગામ કે શહેરને એ અધિકાર મળ્યો નહોતો. આથી કેટલાંક મોટી વસ્તીવાળાં શહેરને પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો અધિકાર નહોતો અને પાયમાલ થઇ ગયેલાં કેટલાંક ગામ પ્રતિનિધિ મોકલ્યા કરતાં હતાં. એવા પણ દાખલા છે કે જુના વખતમાં ઠીક ગણાતાં ગામ જ્યાં એકાદ કોટડા

જેવું રહેલું હોય ત્યાંથી પણ પાર્લામેન્ટમાં પ્રતિનિધિ આવતા હતા અને વીસ પચીસ હજારની કે વધારે વસ્તીવાળાં શહેરને પ્રતિનિધિ મોકલવાનો અધિકાર નહોતો. વળી મતાધિકારની બાબતમાં પણ ઘણો ફેર જણાતો હતો. કોઇ કોઇ શહેર અને કસ્બામાં સમસ્ત વસ્તીને મતાધિકાર હતો જ્યારે કોઈ ઠેકાણે ગામનો વહીવટ કરનાર મંડળના સભ્યોને જ ચુંટણીમાં મત આપવાનો અધિકાર હતો. એટલે કોઈ જગ્યાએથી હજારો માણસનો એક પ્રતિનિધિ તો બીજી જગ્યાએથી દસ બાર કે વીસેક માણસોનો એક પ્રતિનિધિ એવું ઢંગધડા વગરનું ધોરણ હતું. વળી આટલી સત્તા પાર્લામેન્ટની થઇ તેની સાથે તેની જવાબદારી કાંઇ જ નહોતી, કારણકે પાર્લામેન્ટનું બધું કામકાજ બંધબારણે ચાલતું હતું અને પાર્લામેન્ટના સભ્યો શું કામ કરે છે અને કેવી રીતે મત આપે છે એ બહારની પ્રજા જાણી શકતી નહોતી. આ પ્રમાણે આમની સભા સત્તા ભોગવનાર બીનજવાબદાર મંડળ થઇ ગયું હતું અને તેમાં લાંચ રૂશ્વતનો સડો દાખલ થાય એમાં કાંઈ નવાઇ જેવું નહોતું. જ્યારથી આમની સભાની સત્તાની ગણત્રી થવા માંડી ત્યારથી એટલે બીજા ચાર્લ્સના વખતથી પાર્લામેન્ટમાં લાંચ–રૂશ્વતનું જોર પેઠું હતું અને પહેલા લાંચ આપનાર પ્રધાન તરીકે–બીજા ચાર્લ્સના પ્રધાન ડેન્બીનું નામ ગણાય છે. વોલ્પોલ કુનેહબાજ પ્રધાન હતો અને વખત જોઇને પોતાનું ધાર્યું કરવા સારૂ ચાલતી પ્રથાનો લાભ લઇ પદ્ધતિસર લાંચ–રૂશ્વતનો તેણે ઉપયોગ કર્યો તે સારૂ તેને બહુ દોષ દેવા જેવું નથી. પણ સાથે સાથે એ પણ યાદ રાખવા જેવું છે કે આવા વખતમાં પોતાના હાથમાં આટલી બધી સત્તા હતી તેમ છતાં તેણે જાતે લાંચ લીધી નથી પણ તેની મીલકત પ્રધાનપદ ઉપર આવ્યો ત્યારે હતી તે કરતાં પ્રધાનપદ ઉપરથી ૧૭૪૨ માં તે દૂર થયો ત્યારે ઓછી હતી. પ્રધાનપદ ઉપર આટલા લાંબા વખત સુધી રહી મુખ્ય પ્રધાન તરીકે કામ કરનાર રોબર્ટ વોલ્પોલને સાહિત્યનો શોખ નહોતો પણ

તે વખતના અંગ્રેજ જમીનદારો માફક સારી પેઠે ખાવામાં તથા દારૂ પીવામાં તે આનંદ માનતો હતો તેમજ શીકારનો અને શીકારી કુતરાનો તેનો શોખ એટલો બધો હતો કે પ્રધાન તરીકે ગમે તેવા અટપટા સવાલોનો નીકાલ કરવાનો હોય તેવા વખતમાં પણ પોતાના શીકારી કુતરાના રખવાળના કાગળ તે ટપાલમાંથી સૌથી પહેલા વાંચતો અને કુતરાની ખબર જાણી લઇ પછી બીજું કામ હાથમાં લેતો. તે આદર્શવાદી નહોતો તેમજ મનુષ્ય સ્વભાવ માટે તેને બહુ હલકો અભિપ્રાય હતો એમ કહેવાય છે. એના વિરોધીઓ તેણે એક વખત કહેલું વાક્ય તેનો હલકટ સ્વભાવ બતાવવા સારૂ આગળ ધરે છે. તે બોલ્યો હતો કે દરેક માણસની કિંમત હોય છે અને માણસ ગમે તેવો આડંબર કરતો હોય પણ તેને પોતાની કિંમત મળે તો તે ગુલામી સહન કરવા તૈયાર થાય છે. આ વાક્યને માટે તેનો બચાવ કરનારા કહે છે કે પાર્લામેન્ટમાં એક વખત ચર્ચા દરમ્યાન તેની સામે સખ્ત ટીકા કરનારાઓ માટે આ શબ્દો તેણે કહ્યા હતા અને નહિ કે સામાન્ય જનસમાજ માટે. ચર્ચામાં તેની દુશ્મનાવટ રાખનારા સભ્યો સખ્ત ટીકા કરી તેને ઉતારી પાડતા હતા તે ઉપરથી વોલ્પોલ બોલ્યો હતો કે હું જાણું છું કે આ બધા માણસોની કિંમત છે અને તેનો ભાવાર્થ એ હતો કે તેમની કિંમત હું આપતો નથી તેથી તેઓ મારો વિરોધ કરે છે. આ અર્થમાં તેના શબ્દ તેની માણસને ઓળખવાની શક્તિ બતાવે છે. વળી વોલ્પોલ ખડતલ શરીરનો હોવાથી તેની કામ કરવાની શક્તિ પણ પુષ્કળ હતી અને કામથી તે કંટાળતો નહિ તેમજ કામમાં આળસ રાખતો નહિ. દેશમાં તેના બાતમીદારો એવા સરસ હતા કે ચારે તરફ ખુણેખોચરે પણ જે કાંઇ બનતું તેની બધી ખબર વોલ્પોલને મળ્યા કરતી હતી. તેની હુશીઆરીને લીધે તે બીજા લાયકાતવાળા માણસોને આગળ આવવા દેતો નહિ અને તેથી તેના વખતના સારી શક્તિવાળા બધા તેના વિરોધી થઇ પડયા હતા અને તેમના

વિરોધથી છેવટે ૧૭૪૨ ની સાલમાં તેને પ્રધાનપદ ઉપરથી ખસવું પડયું હતું.

**સલાહ શાંતિની રાજ્યનીતિ :** રોબર્ટ વોલ્પોલની રાજ્યનીતિ સલાહશાંતીની હતી અને તે એવો શાંતિપ્રિય પ્રધાન હતો કે તેના વીસ વર્ષના અમલમાં ઇતિહાસમાં નોંધવાલાયક નહિ જેવું બન્યું છે અને એક પછી એક વર્ષ એમનાં એમ ચાલ્યાં ગયાં છે. એ સલાહશાંતિ જાળવવામાં જ દેશનું હિત સમાયેલું છે એમ માનતો હતો; તે સાથે ઇંગ્લાંડનું અને અંગ્રેજ પ્રજાનું સ્વમાન જાળવીને યુરોપનાં રાજ્યો સાથે સારો સંબંધ જાળવી રાખી તેણે શાંતિથી કામ લીધું હતું. તેની સલાહશાંતિની રાજ્યનીતિથી ઇંગ્લાંડને ઘણો લાભ મળ્યો છે. વીસ વર્ષ સુધી સલાહ રહેવાથી અંગ્રેજ પ્રજા વેપારરોજગાર ધમધોકાર ચલાવ્યે ગઇ અને દેશ આબાદ થઇ માતબર થતો ગયો. નાણાંશાસ્ત્રી તરીકે તેણે પાર્લામેન્ટમાં દાખલ થતાં જ નામના મેળવી હતી અને દેશને સમૃદ્ધ બનાવવા સારૂ તથા વેપારરોજગાર વધારવા સારૂ તેણે સરસ રસ્તા લીધેલા છે. તેની સલાહશાંતિની રાજ્યનીતિથી દેશની દોલત સારી રીતે વધી અને પરિણામે અરાઢમા સૈકામાં પાછળથી જે યુદ્ધોમાં ઇગ્લાંડ જોડાયું તેમાં નાણાંનો છૂટે હાથે ઉપયોગ કરીને તેના દુશ્મનોને અને ખાસ કરીને ફ્રાન્સને હરાવી ચારે ખંડમાં પોતાનું સામ્રાજ્ય અંગ્રેજ પ્રજા સ્થાપી શકી. વળી ૧૬૮૮ ની રાજ્યક્રાન્તિના સિદ્ધાંત વોલ્પોલની સલાહશાંતિની રાજ્યનીતિથી અંગ્રેજ પ્રજામાં એટલા સુદઢ થયા કે તેના અમલ પછી કોઇપણ રાજા અગર બીજી વ્યક્તિએ પાર્લામેન્ટની કે લોકમતની સામે થવાનો વિચાર સરખો પણ કર્યો નથી, અને ત્રીજા જ્યોર્જ જેવા સત્તાના લોભી રાજાને પાર્લામેન્ટ મારફત સત્તા મેળવવાના પ્રયત્ન કરવા પડયા છે. ૧૭૨૨ ની સાલમાં વોલ્પોલના અમલમાં જેકોબાઇટ લોકોના કાવતરાનું એક છમકલું થયું.

**રોચેસ્ટરનો ધર્મગુરૂ એટરબરી:** રોચેસ્ટરનો ધર્મગુરૂ એટરબરી વેશધારી જેઇમ્સને ગાદી ઉપર લાવવા કાવાદાવા કરતો હતો અને દેશમાં હુલ્લડ મચાવી તેને ગાદી અપાવવાની ખટપટ કર્યા કરતો હતો. વોલ્પોલને તેના બાતમીદારો મારફત એટરબરીના બધા પત્રવ્યવહારની ખબર હતી અને છેવટે હુલ્લડ મચાવવાની તૈયારી ઉપર વાત આવી ત્યારે એટરબરીને પકડી તેના ઉપર કામ ચલાવ્યું અને તેને દેશપાર કરાવ્યો. વોલ્પોલની પ્રકૃત્તિમાં વેર લેવાની વૃત્તિ નહિ હોવાથી તેણે આ પ્રમાણે એટર-બરીને દેશનિકાલ કરાવી સંતોષ માન્યો, નહિ તો તેને ગરદન મરાવવા જેટલો વોલ્પોલ પાસે પુરાવો પડયો હતો. એ જ પ્રકૃતિ પ્રમાણે તેણે બોલિંગબ્રોકને ઈંગ્લાંડ પાછો આવવા દીધો હતો અને તે વોલ્પોલ વિરૂદ્ધ ચળવળ કર્યા કરતો હતો તેમ છતાં પણ તેની સામે વોલ્પોલે કાંઇપણ પગલાં ભર્યાં નહોતાં. વળી વોલ્પોલ સામે છાપામાં સખ્ત ટીકાઓ અને આક્ષેપો થયા કરતા હતા પણ છાપાં સામે અગર છાપખાનાં સામે કાયદો કરી તેમના ઉપર અંકુશ મુકવાનો વોલ્પોલે કદી વિચાર સરખો પણ કર્યો નથી.

**આયર્લેન્ડ:** પહેલા જ્યોર્જના વખતમાં આયર્લેન્ડની થોડીક હકીકત જાણવા જેવી છે. સાતમા હેન્રીના વખતમાં રાજાની સામે બંડ કરનારને આયર્લેન્ડમાંથી મદદ મળતી હતી તેથી તેણે ૧૪૯૪ ની સાલમાં સર એડવર્ડ પોયનીંગ્સ નામના સરદારને આયર્લેન્ડ મોકલ્યો હતો. તેણે બંડખોરોને દબાવી દઈ આઇરીશ પાર્લામેન્ટના સભાસદોને દમદાટીથી એક કાયદો પસાર કરવાની ફરજ પાડી હતી કે ઈંગ્લાંડના રાજાની સંમતિ વગર કોઇ પણ કાયદાનો ખરડો આયર્લેન્ડની પાર્લામેન્ટમાં રજુ કરી શકાય નહિ. આ કાયદો પસાર થવાથી આયર્લેન્ડની પાર્લામેન્ટ પોતાની બધી સત્તા ગુમાવી બેઠી હતી અને ત્યારથી આયરીશ પ્રજામાં અશાંતિ ઘણી રહેતી હતી અને વખતો-વખત હુલ્લડો થતાં હતાં, જેને ખુબ સખ્તાઇથી દબાવી દેવામાં

આવતાં હતાં. જ્યોર્જ પહેલાના વખતમાં ૧૭૧૯ ની સાલમાં એક નવો કાયદો કરી એમ ઠરાવવામાં આવ્યું કે ઈંગ્લાંડની પાર્લામેન્ટ આયર્લેન્ડ સારૂ પણ પોતાને પસંદ પડે તેવા કાયદા કરી શકે. આ ઠરાવ થવાથી આયર્લેન્ડમાં ફરી પાછી અશાંતિ થઇ હતી અને તેમાં વોલ્પોલે આયર્લેન્ડમાં અડધા પેનીના સિક્કા સુધારવા સારૂ નવા એક લાખ આઠ હજાર પાઉન્ડની કિંમતના અડધા પેનીના સિક્કા પાડવાનો વુડ નામના એક ગ્રહસ્થને ઇજારો આપ્યો તેથી આયર્લેન્ડમાં ચળવળે ગંભીર રૂપ પકડ્યું. ગુલીવરની મુસાફરીઓની નવલકથાના લેખક જોનાથન સ્વીફ્ટે ડ્રેપીઅરની સહીથી કાગળો પ્રસિદ્ધ કરી આ ચળવળ મોટા પાયા ઉપર ચલાવી અને આયરીશ પ્રજાને સારી પેઠે ઉશ્કેરી મુકી. વોલ્પોલ વ્યવહાર કુશળ પ્રધાન હતો અને તેણે જોયું કે આ ઇજારાનો અમલ કરતાં હુલ્લડ થવાનો અને લોહી રેડાવાનો સંભવ છે એટલે તેણે પોતાની યોજના પડતી મુકી અને વુડને થયેલી નુકસાની સરકાર તરફથી ભરી આપી. આમ થવાથી આયરીશ પ્રજા કાંઇક શાંત પડી પણ વુડના સિક્કા સામેની આ ચળવળ આયર્લેન્ડમાં રાજ્યના જુલમ સામેની બંધારણપૂર્વકની પહેલી ચળવળ તરીકે યાદ રાખવા જેવી છે. ૧૭૨૭ ની સાલમાં આયરીશ પ્રજાને બીજો એક સખ્ત ફટકો પડ્યો. આઠમા હેન્રીના વખતમાં પ્રોટેસ્ટન્ટ પંથ ઈંગ્લાંડમાં દાખલ થયો. ત્યારબાદ આયર્લેન્ડમાં પણ પ્રોટેસ્ટન્ટ ધર્મ ફેલાવવા પ્રયત્ન થયા હતા પણ તેમાં કાંઇ ચાલ્યું નહોતું. આયર્લેન્ડની ઉત્તરના અલસ્ટર પ્રાંતમાં આયરીશ બળવાખોરોની તથા સામાન્ય લોકોની જમીન પડાવી લઇ ત્યાં ઈંગ્લાંડ અને સ્કોટલેન્ડમાથી પ્રોટેસ્ટન્ટ લોકોને વસવાટ કરવા મોકલવાનું ઇલિઝાબેથના વખતથી તે ઓલીવર ક્રોમવેલના વખત સુધી ચાલ્યું હતું એટલે અલસ્ટરમાં પ્રોટેસ્ટન્ટ વસ્તી હતી પણ બાકીના બધા ભાગમાં રોમન કેથલિક પંથના લોકો હતા. આમ આયર્લેન્ડની વસ્તીનો લગભગ ૮૦ ટકા

ભાગ રોમનકેથલીક પંથનો હતો તેમ છતાં ૧૭૨૭ માં એક કાયદો પસાર કરી એમ ઠરાવવામાં આવ્યું કે કોઈપણ રોમન કેથલિક આયર્લેન્ડની પાર્લામેન્ટમાં સભાસદ તરીકે આવી શકે નહિ તેમજ પાર્લામેન્ટની ચુંટણીમાં મત આપી શકે નહિ. આ કાયદાથી પોતાના દેશની પાર્લામેન્ટમાં બેસવાનો અગર એ પાર્લામેન્ટની ચુંટણીમાં મત આપવાનો અધિકાર આયર્લેન્ડની ૮૦ ટકા જેટલી વસ્તી પાસેથી ખુંચાવી લેવામાં આવ્યો.

**બીજો જ્યોર્જ** : ૧૭૨૭ માં પહેલો જ્યોર્જ જર્મનીમાં ઓસ્નાબ્રુકના કિલ્લા તરફ જતાં રસ્તામાં ગાડીમાં ગુજરી ગયો અને તેની પછી તેનો મોટો દીકરો બીજા જ્યોર્જ તરીકે ગાદી ઉપર આવ્યો. હેનોવર વંશના પહેલા ત્રણ જ્યોર્જને તેમના મોટા દિકરા સાથે અણબનાવ રહેતો હતો અને બાપદીકરાની તકરારો ચાલ્યા કરતી હતી જો કે આવી તકરારોથી અંગ્રેજ પ્રજાને કાંઇક લાભ મળ્યો છે. આવાં બાપદીકરાનાં જુદાં તડ પડવાથી રાજાની સાથે જેમને અણબનાવ થતો તે દીકરાના તડમાં જોડાતા અને તે ગાદીએ આવતાં પોતાને લાભ મળશે એ આશામાં રહેતા હતા. આવી રીતનું વિરૂદ્ધ તડ ન હોત તો નિરાશ થયેલા અગર દુશ્મનાવટ કેળવનાર માણસો રાજાની સાથે વિરોધ થતાં જેકોબાઇટ પક્ષમાં અગર બીજા કોઈ દુશ્મનના પક્ષમાં જોડાવાનો સંભવ આ બાપદીકરાની લડાઈથી જતો રહેતો હતો. પહેલા જ્યોર્જને તેની સ્ત્રી સાથે અણબનાવ હતો તે આપણે જોઇ ગયા છીએ અને એ રાજા પોતાના દીકરા જ્યોર્જ તરફ બહુ ખરાબ વર્તન રાખતો હતો તેથી એ દીકરાને પોતાના બાપના પ્રધાનમંડળ માટે પણ સારી લાગણી નહોતી અને વોલ્પોલના વિરોધીઓ પાટવી કુંવરના પક્ષમાં ભળેલા રહેતા. આથી ૧૭૨૭ માં પહેલો જ્યોર્જ ગુજરી ગયો અને બીજો જ્યોર્જ ગાદીએ આવ્યો એટલે તરત તેણે વોલ્પોલને પ્રધાનપદ ઉપરથી દૂર કરી આમની સભાના પ્રમુખ સર :સ્પેન્સર કોમ્પટનને મુખ્ય પ્રધાન

બનાવ્યો. આ કેમ્પટનમાં કાંઇ આવડત નહોતી અને પાર્લામેન્ટ આગળ રાજાને કરવાનું ભાષણ લખાવવા સારૂ તેણે વોલ્પોલને જ અરજ કરી. વોલ્પોલે ભાષણ તૈયાર કરી આપી રાણી કેરોલાઇનને ખબર આપી અને રાણી વોલ્પોલના પક્ષમાં હોવાથી રાજાએ કેમ્પટનને રજા આપી વોલ્પોલને પાછો પ્રધાનપદ ઉપર બોલાવ્યો. બીજો જ્યોર્જ ૪૫ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો હતો અને તેનામાં પણ લોકમત જીતી લેવા જેવા ગુણ નહોતા. તે પણ તેના બાપની માફક ઈંગ્લાંડ કરતાં હેનોવર ઉપર વધારે મમતા રાખતો હતો અને પરદેશી હોવાથી અંગ્રેજ પ્રજાની લાગણી તેની વિરૂદ્ધ હતી. આ રાજા અંગ્રેજી ભાષા સમજી શકતો હતો પણ બોલવામાં તે ભાગ્યું-તૂટ્યું બોલી જાણતો હતો. વળી રાણી કેરોલાઇનનો તેના ઉપર સારો કાબુ હતો તેમ છતાં પણ રાજાના દરબારમાં જર્મન વેશ્યાઓ રહેતી હતી અને તેના દુર્ગુણની તથા તેની કઢંગી રીતભાતની પ્રજાના મન ઉપર ખરાબ અસર થતી હતી. રાણી કેરોલાઇન વોલ્પોલ તરફ બહુ સારી લાગણી ધરાવતી હતી અને તેની લાગવગથી તેની હયાતીમાં વોલ્પોલની સત્તા પુરજોસમાં ટકી અને ૧૭૩૭ માં કેરોલાઇન ગુજરી ગઇ ત્યાંસુધી આ મુખ્ય પ્રધાન પોતાની મરજી મુજબ કામ કરી શક્યો.

વોલ્પોલ હુશીઆરીથી કામ કરનાર હતો, પણ લાયકાતવાળા બધા માણસો તેના દુશ્મન થઇ બેઠા હતા. લોર્ડ ટાઉન્શેન્ડ સાથે તેને પહેલાં સારો બનાવ હતો પણ ટાઉન્શેન્ડ પણ તેનાથી કંટાળ્યો અને ૧૭૩૦ માં પ્રધાનમંડળમાંથી ખસી ગયો અને પોતાની જાગીર સંભાળી ખેતી સુધારવાના કામમાં રોકાયો. ૧૭૩૩ ની સાલમાં વોલ્પોલના વિરોધીઓની પહેલી જીત થઇ. આ વર્ષમાં વોલ્પોલે તેની જકાત સુધારણાની યોજના પાર્લામેન્ટ આગળ રજુ કરી. વોલ્પોલના વખત સુધી ઈંગ્લાંડમાં તેમજ યુરોપના બીજા દેશોમાં એવી માન્યતા હતી કે પરદેશનો માલ બને તેટલો

ઓછો પોતાના દેશમાં પેસવા દેવો અને પોતાનો માલ બને તેટલો વધારે પરદેશ ચડાવી સોનું રૂપું દેશમાં ધસડી લાવવું. આ માન્યતાથી સ્પેઇનની દુર્દશા થઈ હતી પણ અરાઢમા સૈકાની અધવચ સુધી આજ માન્યતા પ્રમાણે બધા દેશમાં જકાતનાં ધોરણ રહેતાં હતાં. સારા નાણાંશાસ્ત્રી તરીકે વોલ્પોલ સમજી શકયો હતો કે આ માન્યતા ભૂલ ભરેલી છે અને તેથી ઈંગ્લાંડમાં પરદેશથી આવતી કેટલીક ચીજો ઉપરની અને ખાસ કરીને ઈંગ્લાંડના ઉદ્યોગોમાં ખપમાં આવતા કાચા માલની આયાતને ઉત્તેજન આપવાના સિદ્ધાંત ઉપર તેણે જકાતનું ધોરણ રાખવા માંડયું. સંસ્થાનોને પણ જકાતની રાજ્ય-નીતિથી ઘણું સહન કરવું પડતું હતું અને તેમને બીજા કોઇપણ દેશ સાથે સીધો વેપાર કાયદા પ્રમાણે કરવા દેવામાં આવતો નહોતો પણ દાણચોરી કરીને સંસ્થાનો પોતાનો કારભાર ચલાવતાં હતાં. વોલ્પોલે અમેરિકાનાં સંસ્થાનોને વેપારની કેટલીક છૂટ આપી અને સંસ્થાનોના ચોખા તથા ખાંડ અંગ્રેજ વેપારીઓનાં વહાણમાં યુરોપમાં મોકલવાની તેમને સવડ કરી આપી તેથી તેમનો વેપાર વધ્યો અને એમની જાહોજલાલીને લીધે ઇંગ્લાંડની સાથેનો તેમનો વેપાર વધવાથી ઇંગ્લાંડને પણ ફાયદો થયો. વળી કેટલીક ચીજો ઉપરની જકાત કહાડી નાંખીને તથા કેટલીક જકાતમાં ઘટાડો કરીને વોલ્પોલે ઈંગ્લાંડનો પરદેશ સાથેનો વેપાર વધારવા તજવીજ કરી. આ જમા-નામાં જકાતનું ધોરણ ભારે હોવાથી દાણચોરી કરનારને સારી કમાણી રહેતી હતી અને દેશના કિનારા ઉપર ખુણેખોચરે માલ ઉતારી દેશમાં ઘુસાડી દેનાર સાહસિક ખલાસીઓ દાણચોરીનો ધંધો લઇ બેઠેલા હતા. આથી દેશને જકાતની આવકમાં નુકસાન જતું હતું અને દાણચોરી અટકાવવા પાકો બંદોબસ્ત કરવાની જરૂર પડતી હતી. વળી દાણચોરી કરતાં પકડાય તેને દેહાંત દંડની સજા કાયદા પ્રમાણે રાખેલી હતી. વોલ્પોલ સમજી ગયો હતો કે દાણચોરી અટકાવવાનો સીધો રસ્તો લેવાય તો દેશની આવક સારી રીતે વધે

એમ હતું અને તેથી તેણે જકાતના કાયદાનો ખરડો તૈયાર કરી પાર્લામેન્ટ આગળ રજુ કર્યો. તેની યોજના એવી હતી કે દારૂ અને તંબાકુ ઉપર માલ ઉતરતાં બંદર ઉપર જકાત લેવાતી હતી તે બંધ કરવી. પહેલાં સરકારની વખારોમાં માલ ઉતારવો અને વેપારી પોતાની દુકાનમાં વેચવા સારૂ માલ લઇ જાય ત્યારે જકાત આપીને લઈ જવાનું ઠરાવવું એટલે જકાતમાં નાણું ઓછાં રોકાય અને પરદેશ જતા માલ ઉપર જકાત લેવાય જ નહિ. આમ થવાથી એ ચીજો દેશમાં ઓછે ભાવે વેચી રૈયતને લાભ અપાય અને દાણચોરી અટકાવી રાજ્યની ઉપજનો ખાડો પુરી શકાય. વોલ્પોલની ગણત્રી એવી હતી કે આ યોજનાથી ઉપજમાં એટલો સારો વધારો થશે કે જમીન ઉપરનો કર સમુળગો કહાડી નાંખવાનું બની શકે. આમ જમીનદારોને લાભ આપવામાં વોલ્પોલની મતલબ પાર્લામેન્ટમાં પોતાની સત્તા વધારવાની હતી કારણકે પાર્લામેન્ટમાં મોટે ભાગે જમીનદારો અને તેમના ઉપર આધાર રાખનારા જ તે વખતમાં સભાસદ તરીકે આવતા હતા. આ યોજના ઘણી સારી હતી અને દેશને એકંદર તેથી લાભ હતો પણ વોલ્પોલના વિરોધીઓએ તેની સામે ચળવળ ચલાવી લોકોને સારી પેઠે ઉશ્કેર્યા. એમની મુખ્ય દલીલ બે હતી. એક તો તેમણે જણાવ્યું કે જકાતના અમલદારો ગમે તેવા ગૃહસ્થના ઘરમાં દાણચોરીના માલની તપાસ કરવા ઘુસી જાય એ અસહ્ય થઇ પડે અને કોઇ પણ અંગ્રેજથી તે ખમી શકાય નહિ અને બીજી દલીલ તેમણે એ રજુ કરી કે આ પ્રમાણે જકાતી અમલદારોનું મોટું લશ્કર ઉભું કરી વોલ્પોલ પોતાની સત્તા કાયમ કરવા માંગે છે. આ બીજી દલીલમાં કાંઇક વજુદ હતું; કારણકે ૧૭૮૦–૮૧ માં જકાત ખાતાના અમલદારોની લાગવગથી સારી સંખ્યામાં આમની સભાના સભાસદો આવે છે એમ પુરવાર થયું હતું. આ વિરોધ બહુ વધી ગયેલો જોઇ વોલ્પોલે ખરડો પાછો ખેંચી લેવાનું દુરસ્ત ધાર્યું. એક વ્યવહારૂ પ્રધાન તરીકે પ્રજાને નાપસંદ હોય એવો કાયદો બળાત્કારે તેમના

ઉપર ઠોકી બેસાડવામાં કાંઇ માલ નથી એમ સમજી જઇ પ્રજાને આ કાયદાથી લાભ થાય એમ છે એવું જાણવા છતાં પણ તેણે ખરડો પાછો ખેંચી લીધો અને તેના વિરોધીઓ તેને એ બાબત પુછવા લાગ્યા ત્યારે તેણે જણાવ્યું કે લોહી વહેવડાવીને અમલ કરવો પડે એવા કાયદા ઠોકી બેસાડનારો પ્રધાન હું થવા માંગતો નથી. વોલ્પોલના વિરોધીઓ એને સારૂ ગમે તેવી ટીકા કરે પણ પ્રધાનપદ ઉપર રહેનાર માણસે વ્યવહાર કુશળ રહી કેવી રીતે કામ કરવું જોઇએ તેનો દાખલો વોલ્પોલ જેવો ઇતિહાસમાં ભાગ્યે જ બીજો મળી શકશે. આદર્શમાં માનનાર તરીકે નહિ પણ વ્યવહારૂ પ્રધાન તરીકે જ વોલ્પોલની ગણત્રી કરી શકાય અને તે સારૂ જ તે આદર્શ પ્રધાન ગણાય છે.

**પોર્ચીઅસ હુલ્લડ:** ૧૭૩૬ માં સ્કોટલેન્ડમાં એક છમકલું થયું અને લોકલાગણી ઉશ્કેરાતાં કેટલી હદ સુધી જાય છે તે દેખાઇ આવ્યું. આ છમકલું પોર્ચીઅસને લગતું હુલ્લડ કહેવાય છે અને દાણચોરી કરનારા બહાદુર ખલાસીઓમાંથી તેની શરૂઆત થઈ હતી. સ્કોટલેન્ડમાં દરિયા કિનારે પાકો બંદોબસ્ત થતાં વીલ્સન અને રોબર્ટસન નામના બે દાણચોરી કરનારને પકડી એડીનબરોના કેદખાનામાં રાખવામાં આવ્યા હતા. રોબર્ટસને પોતાના સાથીને સળીઆ તોડી ન્હાસી જવામાં મદદ કરવા કહ્યું પણ વીલ્સનને આ રૂચ્યું નહિ આથી રોબર્ટસનને ખોટું લાગ્યું પણ કાંઇ ઉપાય નહિ હોવાથી તેને શાંત રહેવું પડયું. આ બન્નેને તે વખતના કાયદા પ્રમાણે ફાંસીની સજા થઇ હતી અને ફાંસી દેવાના દિવસ પહેલાં રવિવારે તેમને ત્રણ સિપાઇઓના પહેરામાં દેવળમાં લઇ જતા હતા તે તકનો લાભ લઈ વીલ્સને બે સિપાઇને બે હાથથી અને ત્રીજાને દાંતથી પકડી રાખી પોતાના સાથીને નસાડી મુકયો. રોબર્ટસન આ પ્રમાણે છટકી ગયો અને વીલ્સન કેદમાં રહ્યો અને તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો.

તેની બહાદુરીની વાતો સાંભળી એડીનબરોની પ્રજા તેને જોવા સારૂ નીકળી આવી અને ફાંસીની વખતે બંદોબસ્ત જાળવવા સારૂ લશ્કરી સિપાઇઓને હાજર રાખવામાં આવ્યા. આ સિપાઈઓનો કપ્તાન પોર્ચીઅસ નામનો અમલદાર હતો તેણે ફાંસીના માંચડા આગળ સિપાઇઓને ગોઠવી દીધા. વીલ્સનને ફાંસીએ લટકાવી મારી નાંખ્યો ત્યારપછી લોકોનાં ટોળામાંથી સિપાઇઓ ઉપર કાંઇક પથરા ફેંકાયા તેથી પોર્ચીઅસે ગુસ્સાના આવેશમાં સિપાઇઓને ગોળીબાર કરવાનો હુકમ આપ્યો. આથી છ જણુ માર્યા ગયા અને અગીઆર માણુસ ઘાયલ થયા. આ પ્રમાણે કાંઇ પણુ કારણુ વગર ગોળીબાર કરવા સારૂ પોર્ચીઅસ ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેને ગુન્હેગાર ઠરાવી ન્યાયાધીશે ફાંસીની સજા ફરમાવી. એડીનબરોની પ્રજા કપ્તાન પોર્ચીઅસને આ સજા થઇ તેથી ખુશ થઇ હતી પણુ આવા લશ્કરી અમલદારને ફાંસીએ ચઢાવવામાં આવે તે રાજાને અને પ્રધાનને રૂચ્યું નહિ અને તેથી ફાંસી દેવાનું મુલતવી રાખવાનો લન્ડનથી હુકમ આવ્યો. આથી શહેરની પ્રજા ઉશ્કેરાઇ ગઇ અને પોર્ચીઅસને સજા કરવા સારૂ પોતે જ બંદોબસ્ત કરવાનું નક્કી કર્યું. થોડા દહાડામાં માંહોમાંહે ગોઠવણુ કરી લઈ એક રાતના ટોળાબંધ લોકો બહાર નીકળ્યા અને એડીનબરોના કેદખાના તરફ ગયા. લશ્કરી સિપાઇઓને અને વફાદાર શહેરીઓને લોકોની ટોળીઓએ પુરી રાખ્યા અને કેદ-ખાનાનું બારણું સળગાવી અંદરથી પોર્ચીઅસને ખેંચી લાવી પાસે એક રંગરેજના વાંસ ઉપર દોરડું બાંધી લટકાવી દીધો. આ હુલ્લડથી સરકારે ગુસ્સે થઈ હુલ્લડખોરોના આગેવાનોને પકડવા સારી પેઠે પ્રયત્ન કર્યો પણુ કોઈ પકડાયું નહિ. આ હુલ્લડ સારૂ એડીનબરો શહેરને સખ્ત સજા કરવાની ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં હિલચાલ થઇ પણુ સ્કોટલેન્ડના સભ્યોના વિરોધથી અને વોલ્પોલની ઇચ્છાથી એડીનબરોને બે હજાર પૌંડનો દંડ કરી તે રકમ પોર્ચીઅસની વિધવાને આપવાની ઠરાવી આ હુલ્લડની વાત પડતી મુકવામાં આવી.

પોર્ચીઅસના હુલ્લડનું સર વોલ્ટર સ્કોટે પોતાની એક નવલકથા (Heart of the Midlothian)માં સરસ વર્ણન આપેલું છે.

૧૭૩૭ ની સાલમાં રાણી કેરોલાઇન ગુજરી ગઈ ત્યાં સુધી વોલ્પોલનો કારભાર સારી રીતે ચાલ્યો અને યુરોપની લડાઈમાંથી ઇંગ્લાંડ અલગ રહી શક્યું. પણ ત્યારપછી પ્રધાનના વિરોધીઓ પાર્લામેન્ટમાં જોર પર આવતા ગયા. વોલ્પોલની રાજનીતિથી લાયકાતવાળા વ્હિગ આગેવાનો તેને છોડી વિરૂદ્ધ પક્ષમાં ભળ્યા હતા અને રાજાના મોટા કુંવરને પોતાના બાપ સાથે બનાવ નહિ હોવાથી તેને ત્યાં બધા વિરોધીઓને મળવાનું થતું હતું. આ પક્ષમાં વીલીઅમ પિટ જેવા બુદ્ધિશાળી જુવાનીઆના આવવાથી વધારે જોર આવ્યું હતું અને ૧૭૩૮-૩૯ માં તેમણે વોલ્પોલને સ્પેઇન સામે લડાઇમાં ઉતરવાની ફરજ પાડી. આ લડાઈનું ઉપાશણ ઇંગ્લાંડના વેપારીઓની અમેરિકાના સ્પેઇનના મુલકમાં માલ ઘુસાડી દેવાની પદ્ધતિથી થયું હતું. ૧૭૧૩ ની યુટ્રેક્ટની સલાહથી અંગ્રેજ વેપારીઓને એક વહાણ ભરીને માલ અમેરીકાનાં સ્પેઈનનાં સંસ્થાનમાં મોકલવાનો હક્ક મળ્યો હતો પણ અંગ્રેજો બળજબરીથી અથવા બંદર ઉપરના અમલદારોની નજર ચુકાવી સારી પેઠે માલ ઘુસાડી દેતા હતા અને ધમધોકાર વેપાર ચલાવતા હતા. સ્પેઈનને ફ્રાન્સ સાથે ૧૭૧૫ ની સાલથી તકરારો ચાલતી હતી તેથી અંગ્રેજ વેપારીઓ સામે પગલાં ભરવાનું સ્પેઇનના રાજ્ય તરફથી બનતું નહોતું પણ ફ્રાન્સના રાજા પંદરમા લુઇને છોકરો થયો ત્યારપછી આ તકરારનો અંત આવ્યો અને બન્ને રાજાઓએ ભેગાં થઈ અંગ્રેજ વેપારીઓની આપખુદી તોડવાનો નિશ્ચય કર્યો. ૧૭૩૫ ની સાલથી દક્ષિણ અમેરિકાનાં સ્પેઇનનાં બંદરે લશ્કરી બંદોબસ્ત કરી દાણચોરી અને અંગ્રેજ વેપારીઓનો કાયદાવિરૂદ્ધનો વેપાર અટકાવવાનો પ્રયત્ન થયો. સ્પેઇનના રાજ્યમાં કાયદાનો અમલ બરોબર થાય તે અંગ્રેજ વેપારીઓને રૂચતું નહિ અને બળજબરીથી પોતાનો વેપાર

ચલાવવાને તેમણે પ્રયત્ન ચાલુ રાખ્યો. આથી કેટલેક ઠેકાણે વેપારીઓને સ્પેઇનના માણસો સાથે અથડામણ થવા માંડી અને તેમાં વેપારીઓને ખમવું પડયું. જેન્કીન્સ નામનો એક અંગ્રેજ વેપારી આવી રીતે દાણચોરી કરતાં પકડાયો અને સ્પેઇનના અમલદારો સાથે તેણે તકરાર કરી તેમાં તેનું ચાલ્યું નહિ અને તેના જાહેર કર્યા પ્રમાણે અમલદારોએ તેના કાન કાપી નાંખ્યા. આ જેન્કીન્સ જે જેન્કીન્સનના નામથી પણ ઓળખાય છે તેણે ઇંગ્લાંડ આવી પોતાનાં દુઃખની કહાણી અંગ્રેજ પ્રજા આગળ રજુ કરી. આથી પ્રજા ઉશ્કેરાઇ ગઈ અને સ્પેઇન સામે લડાઇ જાહેર કરવાની માંગણી થવા માંડી. પાર્લામેન્ટમાં વોલ્પોલના વિરોધીઓએ આ તકનો લાભ લઇ સ્પેઈન સામે લડાઇ જાહેર કરવા વોલ્પોલને દબાણ કર્યું અને જેન્કીન્સને પાર્લામેન્ટના સભ્યોને રૂના ગાળામાં પોતાના કાન રાખી કહી સંભળાવ્યું કે સ્પેઇનના અમલદારોએ તેના ઉપર સીતમ ગુજારવામાં બાકી રાખી નહોતી અને ઇંગ્લાંડનો વેપાર સ્પેઇનના રાજ્યમાંથી નાબુદ કરી નાંખવાની તેમની બાજી ચાલી રહેલી છે. આથી પાર્લામેન્ટ પણ આવેશમાં આવી ગઇ અને વોલ્પોલને પોતાની મરજી વિરૂદ્ધ વિગ્રહમાં ઉતરવું પડયું. તેણે સ્પેઇનની સાથે પત્રવ્યવહાર ચલાવી આ બાબતનો સ્પેઈન પાસે ખુલાસો માંગવાનો આગ્રહ કર્યો પણ પાર્લામેન્ટના સભ્યોને એ વાત રૂચી નહિ અને છેવટે વોલ્પોલને પ્રજામતને માન આપી પોતાની નીતિ વિરૂદ્ધ લડાઇમાં ઉતરવું પડયું. લડાઇ જાહેર થતાં લોકોએ આનંદમાં આવી જઇ દેવળોમાં ઘંટનાદ કરવા માંડયો તે સાંભળી વોલ્પોલ બોલી ઉઠયો કે હમણાં ભલે આનંદમાં આવી જઇ ઘંટનાદ કરે પણ થોડા વખતમાં લોકો હાથ ઘસતા થશે (They may ring their bells now, but they will soon be wringing their hands).પોતાની મરજી વિરૂદ્ધ જાહેર કરેલા આ વિગ્રહમાં વોલ્પોલની ગોઠવણ પાર પડી નહિ

અને ઈંગ્લાંડની હાર થતાં લોકલાગણી પ્રધાનની વિરૂદ્ધ ગઈ અને પાર્લામેન્ટમાં તેની બહુમતી ૧૭૪૨ ની ચુંટણી પછી ઘટી ગએલી જણાઇ એટલે વોલ્પોલે રાજીનામું આપ્યું. તેના વિરોધીઓ તેની સામે કામ ચલાવવાની માંગણી કરવા બહાર આવ્યા પણ તેમનું કાંઇ ચાલ્યું નહિ અને વોલ્પોલને ઓરફર્ડનો ઉમરાવ બનાવવામાં આવ્યો અને રાજ્ય તરફથી તેની સેવાઓના બદલામાં પેન્શન આપવામાં આવ્યું. પ્રધાનપદ ઉપરથી દૂર થનાર માણસની સેવાઓની કદર આવી રીતે કરવામાં આવે તેનો પણ વોલ્પોલ પહેલો જ દાખલો છે. તેની પહેલાંના આગેવાનો પ્રધાનપદ ઉપરથી દૂર થતા ત્યારે તેમને ગરદન મારવામાં આવતા હતા અથવા કેદમાં પૂરી દેવાતા હતા અગર તેમને દેશનિકાલ થવું પડતું હતું. આમાંનું કાંઈ વોલ્પોલ વિરૂદ્ધ થઈ શક્યું નહિ અને પ્રધાનપદ ઉપરથી દૂર થવા છતાં પણ તેની સલાહથી રાજ્યકારભાર ચાલતો રહ્યો. આ પ્રમાણે બંધારણપૂર્વકની વ્યવસ્થા અરાઢમાં સૈકામાં આગળ વધી. વોલ્પોલની વિગ્રહમાં ઉતરવાની ઇચ્છા નહોતી અને પોતાની મરજી વિરૂદ્ધ તેને લડાઇ જાહેર કરી હતી તેમ છતાં પ્રધાનપદ ઉપર તે કાયમ રહ્યો તે સારૂ તેની સામે ટીકા થાય છે. પણ આ પ્રધાનને પોતાની હુશીઆરીની ખબર હતી અને તે જાણતો હતો કે પોતે સત્તા ઉપર હશે તો સ્પેઇનના રાજ્યો સાથે સહેલાઇથી સંધિ કરી વિગ્રહનો અંત લાવી શકાશે તેથી જ તેણે રાજ્યની લગામ પોતાના હાથમાં રાખી હતી. ત્રણ વર્ષ સુધી વિગ્રહ ચાલ્યા પછી પોતાનું કાંઈ ચાલે એમ નથી એવી ખાત્રી થતાં વોલ્પોલે રાજીનામું આપી ખસી જવાનું દુરસ્ત ધાર્યું એ પણ વાજબી જ હતું. આ વિગ્રહ યુરોપમાં ૧૭૪૦ માં શરૂ થયેલા ઓસ્ટ્રીઆના વારસાના વિગ્રહમાં ભળી ગયેલો છે એટલે તે સંબંધમાં બીજું કાંઇ જોવા જેવું રહેતું નથી. ખાસ જાણવા જેવી એટલી જ બાબત આ વિગ્રહમાં છે કે એન્સન નામનો વહાણવટી એક નાના કાફલા સાથે અમેરિકા તરફ ગયો હતો પણ સ્પેઇનના કાફલા સામે તે ફાવ્યો

નહિ અને તેનાં વહાણુમાંનાં ફક્ત એ જ રહ્યાં એટલે દક્ષિણ તરફ હંકારી જઇ તે પાસિફિક મહાસાગરમાં દાખલ થયો અને છેવટે એક જ વહાણ લઇ સ્પેઇનનાં વહાણોને દરિયામાં લુંટી સારી પેઠે દોલત લઇ ચાર વર્ષ મુસાફરીમાં કહાડી પૃથ્વીની પ્રદક્ષિણા કરી તે પાછો આવ્યો.

પ્રધાનપદ ઉપરથી દૂર થયા પછી વોલ્પોલની પ્રકૃતિમાં બહુ ફેર પડી ગયો. તે ખાવાપીવામાં સારો રસ લેનાર હતો અને ખાણા ઉપર આનંદથી વાતચીત કરતો હતો પણ ૧૭૪૨ ની સાલ પછી તેનો આનંદ બધો જતો રહેલો જણાયો અને ખાણા ઉપર મૌન્ય રાખીને ખાવાપીવામાં રસ વગર તે બેસી રહેતો જણાતો હતો. પ્રધાનપદ ઉપર હતો ત્યારે ગમે તેવી મુસ્કેલીના વખતમાં પણ તકીઆ ઉપર માથું મૂકતાની સાથે તે ધસધસાટ ઉંઘવા માંડતો હતો પણ ૧૭૪૨ પછી પથારીમાં લાંબો વખત આળોટવા છતાં પણ તેને બરોબર ઉંઘ આવતી નહિ. ત્રણ વર્ષ સુધી કારભારીઓને સલાહ આપી તેણે દોરવ્યા અને ૧૭૪૫ માં તે મરણ પામ્યો.

વોલ્પોલે વીસ વર્ષ સુધી આદર્શ પ્રધાન તરીકે કામ કર્યું છે. તેના સામે આક્ષેપો ઘણા થાય છે પણ એનો સમય ધ્યાનમાં લેતાં તેની વિરૂદ્ધ બહુ કહી શકાય એમ નથી. લાંચ રૂશ્વતવું જોર પાર્લામેન્ટમાં વધારી આપવા માટે તેને જવાબદાર ગણવો એ વાજબી નથી. જે સુધારા તેને આવશ્યક લાગતા હતા તે દાખલ કરવાનો તેણે પ્રયત્ન સરખો પણ કર્યો નહિ અને એમને એમ ગાડું ગબડવા દેવાની રાજનીતિ તેણે ચાલુ રાખી એ ઠીક નહોતું. સ્કોટલેન્ડના પહાડી લોકોમાં ગમે તે વખતે ભડકો સળગી ઉઠશે એમ તે માનતો હતો પણ તેને રોકવા તેણે આંગળી સરખી પણ હલાવી નહોતી. આયર્લેન્ડની ગંભીર સ્થિતિની પણ તેને ખબર હતી તેમ છતાં શાંતિથી કામ ચાલતું હોય ત્યાંસુધી દખલગીરી નહિ કરવાની

પદ્ધતિથી કામ લઇ તેણે અસંતોષની લાગણી વધારી મૂકી હતી. તેના વીસ વર્ષના કારભારથી દેશની દોલત વધી અને પછીના યુદ્ધમાં ઈંગ્લાંડ નાણાંના બળથી ફાવ્યું પણ પ્રજાની કેળવણી કે નીતિના સુધારા માટે તેણે કાંઇ કર્યું નહિ તે માટે તેને જરૂર દોષિત ગણી શકાય. ઈંગ્લાંડમાં અરાઢમા સૈકામાં ધર્મને નામે પણ મીંડું વળ્યું હતું અને પોતાના કારભારમાં વોલ્પોલે એ પણ ચાલવા જ દીધું હતું અને ધાર્મિક સુધારાનો વેગ તેના પ્રધાનપદ ઉપરથી દૂર થયા પછી આવેલો જણાય છે. આવી ખામીઓ છતાં પણ પ્રજાની નાડ બરોબર જાણી લઇ નાણાંશાસ્ત્રી તરીકેની તેની હુશીઆરીનો તથા પોતાની કામ કરવાની શક્તિનો તેણે અંગ્રેજ પ્રજાને સારો લાભ આપ્યો છે અને દુશ્મનોને પણ જીવતા જવા દઇ તેણે વિરોધી સામે કેવું વર્તન રાખવું એ અંગ્રેજ કારભારીઓને સમજાવી પાર્લામેન્ટની નીતિમાં સુધારો દાખલ કરી આપ્યો છે. આ તેની સેવા અપૂર્વ ગણી શકાય.



# જ્યોર્જ પહેલો : ૧૭૧૪-૧૭૨૭

---

૧ ગાદીનો હક.
૨. લોકલાગણી.
૩. હુલ્લડનો કાયદો-૧૭૧૪
૪. પંદરની સાલ.
૫. સાત વર્ષની પાર્લામેન્ટ.
૬. ઉમરાવનો કાયદો.
૭. ત્રિપુટી અને ચોકડીસંઘ.
૮. દક્ષિણ મહાસાગર મંડળ.
૯. વોલ્પોલ પ્રધાન. ૧૭૨૧-૧૭૪૨
એટરબરીનું કાવતરૂં.
આયર્લૅન્ડના અડધા પેનીના સિક્કા.
રાણી કેરોલાઇન.
જકાતનો કાયદો.
પોર્ચીઅસનું હુલ્લડ.
જેન્કીન્સનના કાનનો વિગ્રહ.
૧૦. પ્રધાનમંડળ અને મુખ્ય પ્રધાન.

